# શ્રીમત્ પતિવ્રતા ગુણસુંદરી
## નાટક પંચાંકી.

હળવદ સત્ય સુબોધ નાટક મંડળીને માટે.

બનાવનાર
નિર્ભયરામ પુરૂષોત્તમ શુકલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
વ્રજલાલ ઇંદ્રજીત શુકલ.

શ્લોક.

अंगंनदर्शयतिपश्यतिनान्यवक्त्रं,
गेहान्नयातिनचतिष्टतिदुष्टसंगे ॥
नोच्चैर्नदत्यपिनकुप्यतिसापराधे,
पत्याविमानिचरितानिकुलांगानानाम् ॥



અમદાવાદ.
"આર્યોદય" પ્રેસમાં રણછોડલાલ ખુશાલદાસે
છાપ્યું.



સંવત્ ૧૯૪૭ વિક્રમાદિત્ય. સને ૧૮૯૧ ઇસ્વી.
કીમત ૧ રૂપિઓ.

# अर्पण पत्रीका.

---

સંસ્થાન ધ્રાંગધ્રાના નેકનામદાર ખુદાવિંદ
યુવરાજ શ્રી અજીતસિંહજી બહાદુર.

મુ૦ ધ્રાંગધ્રા.

આપ સર્વ વિદ્યા ગુણ સંપન્ન, વાક્ વિલાસી, અજીત સંજ્ઞા ઇશ્વરના વરથી સંપાદન કરી, વિશેષ સિંહપદને સહાનુગામી રહી, આ વસુધા ઉપર સહાસિક ઉછળતી પ્રજાનો મનોજવ શિથીલ કરવા સબળે, ને સંરક્ષણાર્થે, જન મનરંજન કરવા કળા કૌશલ્યતામાં નિપુણ, અલ્પધી પ્રજાને ઉદ્યમોક્ત કરાવી, હૃદયનું ગાઢ તિમીર ટાળવા સૂર્ય કિરણ સદ્રશ પ્રભાથી, દુરજ્ઞ હતભાગ્યરૂપી અંધકારની ભીતિથી, વિમુક્ત કરવા આપ અતિરથી છો. તેમજ ન્યાય નીતિનું પાલન કરતાં, દેશોન્તીમાં અગ્રણી પ્રજારક્ષક અને દીર્ઘ દ્રષ્ટીથી વિચારવંત અને સ્વકીય પ્રજાના અભ્યુદય ને પ્રકાશમાં લાવનાર છો. વિગેરે મહાન ગુણોથી આકર્ષાઇ શ્રીમત્ પતિવ્રતા ગુણસુંદરી નામના નાટ્ય પ્રયોગનું લઘુ પુસ્તક, આપનો પેઢી દર પેઢીનો આશાંકિત રાજ્યભક્ત હું અતિ આદરપૂર્વક આપ ગોબ્રાહ્મણ પ્રતિપાલના કામળ પદપંકજના હજુર અર્પણ કરવાની જીજ્ઞાસાથી રજુ કરૂં છું તે સ્વિકાર કરી મારી આશા અમર કરશોજી.

સેવક.

નિર્ભયરામ પુરૂષોત્તમ,

કર્ત્તા.

# ઉપોદ્ઘાત.

---

પૂર્ણીમાનાં ચંદ્રના કિર્ણો, સ્વચ્છ કરેલા શ્વેત રૂપેરી પાત્રો-પર પડતાં હોવાથી, જેમ ચંદ્રમા તેમાં હિસ્સો લેવાને આકર્ષાઇ ઝં-પલાતો હોય, તેમ આધુનિક વખતના વિદ્વજ્જનો જ્ઞાનોક્ત નાટકોનાં પુસ્તકોનું અવલોકન કરવાને આતુર હોય છે; કારણ કે જેવી રીતે પ્રાતઃકાળે સૂર્ય આ ભૂમંડળ ઉપર પોતાનાં ઉત્તમ કિર્ણો તેજોમય દેખાવથી ફેલાવી, આખી દુનિયાના લોકોને નિદ્રામય અવસ્થામાંથી જાગૃત કરી, તિમીરનો અંત આણે છે. તેવી રીતે સાંપ્રત કાળમાં દિન પ્રતીદીન વિદ્યા અને નીતિનો વધારો થતો દ્રષ્ટીગોચર થાયછે. જેથી કરી વિશેપ સમુદાય, વિદ્યા આદિ મહાન્ ગુણોથી પરીપૂર્ણ થઇ નીતિ, રીતીની પરીક્ષા કરવાને કુશળ થયેલા જોવામાં આવે છે. આવા પ્રકારની કુશળતાના વિસ્તાર પામેલા સમુદાયમાં, આ મા-રી અલ્પમતીથી લખેલું નાટક રજુ કરૂંછું, તે રચવાનો મૂળ ઉદ્દેશ એટલોજ છે કે, પ્રાચીન અને અર્વાચિન સમયમાંના માણસોને નિ-વૃત્તિની તુલના કરવાની અત્યાવસ્યકતા છે. કારણ કે પ્રાચીન કાળના મનુષ્યો, પતીવ્રતા, શૌર્યતા, સુજનતા, સુબુદ્ધિ, ધૈર્ય, ગાંભીર્ય, વિન-ય, સાહસ, નીતિજ્ઞતા, વિદ્વત્તા, અને દ્રઢતા આદિથી સર્વ ગુણ સં-પન્ન થયેલા હતા. અને સાંપ્રત કાળનાં મનુષ્યોમાં કેટલેક અંશે, દ્રઢતાથી વારતવ્ય કરી રહેલા છે, તે સરખાવી, તેનું ખરાપણું દ-ર્શાવી આપવું એ ઉચીત્ છે. એવી આકાંક્ષા ઉદ્ભવવાથી, પ્રત્યક્ષ પ્રમાણો અને પ્રત્યંત્તરો સાથે આબેહુબ ચિતાર બતાવી આપવો. અને નીતિની અસર વાંચનારના અંતઃકરણપર પૂર્ણપણે કરવાના આશ-યથી આ, શ્રીમત્ પતીવ્રતા ગુણસુંદરી નામનું નાટક રચી બહાર પાડ્યું છે, જેમાં શૃંગાર, કરૂણા, વીર, અને હાસ્ય રસનો આવ-શ્યકતા મુજબ પ્રસંગોપાત સમાવેશ કરવામાં આવ્યો છે.

આધુનિક કાળની સ્ત્રીઓ, પોતાનો ખરો ધર્મ શું છે, એ વાત યત્કિંચિત્ પણ સમજી શકતી નથી. અને સુપંથની સિધી સ-ડકે નહીં ચાલતાં, આડે રસ્તે વિચરેછે. જેનાં પરીણામ કમસમજને

લીધે ઘણાં ગાઠાં ઉત્પન્ન થઇ આખરે, અનાચારના ખરાબા સાથે અથડાઈને પોતાનું સુખદ સાંસારિક નાવ ડૂબાડી દેછે. અર્થાત્ પોતાની સાત પેઢીને કલંક લગાડી દે છે. માટે તમામ યુવાવસ્થાથી તે વૃદ્ધાવસ્થાસુધીના સ્ત્રીવર્ગને આ પુનિત પુસ્તક વાંચવું ઘણુંજ આવશ્યનું છે.

આવા પ્રકારનાં નાટકોની અસરથી, અજ્ઞાનના અંધકારમાં લડથડતાં માણસોને પ્રકાશ આપી, ચર્મચક્ષુના બારિક પડદા ખુલ્લા કરી, સિધી સડકે ચડાવવા, એ નાટકનો મૂળ આશય છે.

સ્ત્રીની જાત કેટલેક દરજ્જે અજ્ઞ-પણ સાહસિક-સાહસિક પણ ઉદ્ધત, કોમળ-પણ વિલક્ષણ વૃત્તિની હોયછે. તથાપિ દ્રઢ અંતઃકરણ વાળી અને સદાચારી સ્ત્રીએ અમર્યાદ ભવાબ્ધિમાંથી યુક્તિ પ્રયુક્તિ કરી, જેમ તેમ હિમ્મતરૂપી નૌકામાં બેસી પોતાનું શિયળવ્રત સાચવી વિયોગી પતી ઉપરના ભકતીભાવનો પુરો પ્રેમ પ્રદર્શીત કરેલો છે, અને જુઠી રીતે પોતા ઉપર આવી પડેલા કલંકનું નિવારણ ધિમાસથી, સામા માણસને વચનરૂપી ફટકાના પ્રહારથી વધાવી, ફીટકારનાં તીવ્ર શસ્ત્રના ઘા કરી પુરાવા અને પ્રત્યંતરો સાથે પોતાની પવીત્ર વૃત્તી અને સ્વચ્છ બુદ્ધિનો વૃત્તાંત પૂર્ણ રીતે સાબેત કરી આપી, કેટલીક મુખ્ય માણસને થયેલી માઠી અસર દૂર કરેલી છે.

સ્ત્રીઓનું અંતઃકરણ જેટલે દરજ્જે પવીત્ર રહેવું શાસ્ત્રાનુસાર જરૂરનું છે, તેટલે દરજ્જે પુરેપુરી રીતે, પ્રાણની દરકાર નહીં રાખતાં, પવીત્રપણે નિષ્કલંક કિર્ત્તીવાન થઈ, આ લઘુ પુસ્તકની નાયકા ગુણસુંદરીએ સાચવી રાખ્યું છે. આ બિના હાલના કાળની સ્ત્રીઓને બરાબર ધ્યાનમાં રાખી, પ્રસંગોપાત દાખલો લેવા યોગ્ય છે.

મિત્રે મિત્રતાઇનો ખરો હક કેવા પ્રસંગે કેટલે દરજ્જે કેવી રીતે બજાવવો, વિગેરે હકીકતનું યથાસ્થિત્ વર્ણન કરવામાં આવ્યું છે. હિંદુ વર્ણના માણસને મુસલમાન વર્ણનો મિત્ર છતાં, તેણે પોતાના મિત્રની ગેરહાજરીમાં, પવીત્ર મિત્ર પત્નીને, આવી પડેલી ભયંકર આપત્તિમાં ઘણીજ ત્વરાથી, પાક દાનત અને શુદ્ધ અંતઃકરણથી ભારે જોખમ માથે વહોરી લઈ, મદદ કરેલી છે, ધન્ય છે એવા મિત્રને કે જેણે યત્કિંચીત્ પણ સ્વાર્થ નહીં રાખતાં ખરો ધર્મ બ-

બચાવવાને જરા પણ પાછી પાની કરી નથી. અને પોતાના અમૂલ્ય પ્રાણની દરકાર રાખ્યા વિના મિત્ર પત્નીનું શિયળવૃત્ત સાચવવા સહાયભૂત થયેલો છે. આધુનિક વખતમાં મિત્ર માત્ર પરસ્પર મીઠું બોલી કપટ ભાવના વર્ત્તનથી, પાનસોપારી ખાઇ ઉપર ઉપરથી મિત્રતાનો પ્રેમ દાખવી, દુનિયામાં સ્નેહીપણું બતાવે છે; પરંતુ ખરા વિકટ સમયે તેવા તાળી મિત્રો એક બીજાને યોગ્ય સહાયતા આપવાનું તજી દઇ અલગ ઉભા રહે છે. કદાચ કોઈના અંતઃકરણમાં મિત્રતાના ખરા હકનાં અંકુરો ફુટી નિકળે છે તો, તેવા મિત્રો પણ આ ચાલતા જમાનામાં પ્રાણાંત સુધી આવવાને હિમ્મત ધરાવતા નથી. અને પોતાનો સંસાર વ્યર્થ જશે, એમ ધારી પોતાના પ્રાણની દરકાર કરી તેને બચાવી, જગતમાં જીવતા રહેવું, અને તેમાં મિત્રની દરકાર ન રાખવી તે અનુચિત છે. આવા નિર્માલ્ય શુષ્ક વિચારને આધીન રહી, ત્વરીતાથી પાછી પાની નાખી, નમાળા બની, કાયરની માફક આંખ આડા કાન કરી અખાડા કરે છે. એવા જુઠા દાંભિકને માટે પણ અસરકારક અને કરૂણ હૃદયનાને લાગણી થઇ—પશ્ચાતાપ થાય, તેવો પ્રકાર આ નાટક ગ્રંથમાં દાખલ કરવામાં આવ્યો છે. જે ચાલતા કાળને દાખલો લેવા અને યાદ રાખવા ઉપયોગી થઇ પડશે.

જે માણુસ પોતાના મનમાં ઉઠેલા વિચાર પાર પાડવા એકાએક સાહસ કરે છે, તેથી તેનું પરિણામ પણ અંતે કેવું આવે છે, અને તે પરિણામનો અનુભવ કેવાં કષ્ટો સોસી અનુભવવો પડેછે, વિગેરે બાબતનું ટુંક બ્યાન અસરકારક આપવામાં આવેલું છે. માણુસના મનમાં અમુક કૃત્ય કરવું, એમ નિશ્ચય થયો, તે પેહેલાં વિચાર કરવાની જરૂર છે કે, થયેલો નિશ્ચય કેટલે દરજ્જે પવીત્ર છે. આ વિચારને અનુસરનારા આ ક્ષણભંગુર સંસારમાં કિર્તિને પાત્ર થાય છે કે ધિક્કારને પાત્ર થાય છે? એની તુલના કરવાનો યોગ્ય અવકાશ લઈ પુરા અને ઊંડા વિચારથી સભ્યજનોની સહાયતાપૂર્વક કરવામાં આવે તો, માઠા પરિણામનું મુખ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાયછે, તે આવવા પામે નહીં. આ વિષયમાં મુખ્યત્વે કામાંધ માણુસ કામના ગાઢતિમિરમાં ભટકી મનોવૃત્તિનો નિગ્રહ

કરવામાં ચુક કરેછે તેથી, તથા ઇંદ્રિયોને સાધ્ય નહીં રાખવાથી, મોટા ઘોર અને પ્રચંડ પશ્ચાતાપમાં આવી પડવાનો પ્રસંગ મળે છે. આ એકંદર કારણ કેવળ સાહસિક કૃત્યોથીજ પ્રાપ્ત થાયછે. માટે માણુસ માત્રને એ વાત અવશ્યની છે કે, શાન્ત પ્રકૃતિથી સદ્રઢતા, વૃત્તિયુકત વિજયછત્ર ધારણ કરવું. એજ ઉત્તમ ગુણનું મહત્વ છે. અને તેથી તે સંબંધી વાંચનારના અંતઃકરણને લાગણી થાય, એવી રીતે આ નાટકના હેતુને ચર્ચાવવામાં આવેલો છે. તો આશા છે કે વાંચનાર વિદ્વજનો જેમ આકાશથી અમૂલ્ય ચંદ્ર મહાસાગરના મધ્યસ્થાન વિષે આતુર થઈ, તરી રહેલી છીપમાં પોતાનાં તેજોમય કીર્ણોના ઝળકાટથી ઉત્તમ પ્રકારનાં મોતીનું બંધારણ થવા માટે પ્રતીબીંબ પાડેછે, અને તે પ્રતિબિંબ તરનાર છીપ પોતાના ઉદરમાં ઝીલીને જીવસમાન રક્ષણ કરી, પરિણામે અન્વાંછિત્ મૂલ્ય પ્રાપ્ત કરેછે, તેમ અસાર ત્યાગ કરી, સ્નાનોક્ત દ્રષ્ટીવડે ગુણ ગ્રહણ કરવાની સાથે વાંચવાનું અને આ પુસ્તક પ્રસિદ્ધિમાં લાવ્યાનું સાર્થક કરશો.

મોટા ઇજતદાર, પ્રમાણીક અને પવીત્ર વૃત્તિવાળા સદ્ગૃહસ્થોના ઘરોમાં નોકરો રાખવાનો રીવાજ પ્રાચિન કાળથીજ ચાલતો આવેછે તે કેટલે અંશે દ્રઢતા અને સત્યતા ઉપર ચાલનાર હોયછે. તેમાં કેટલાએક નોકરો જુજ લાલચને માટે નિમકહરામીપણું વાપરી પોતાના અન્નદાતાને ફસાવવા હિમ્મત ધરાવે છે, તે બાબતનો પણ ચિતાર આપવામાં આવેલો છે. હલકા, શુષ્ક વિચારનાં માણુસો હજૂરમાં અહર્નિશ સેવા માટે હાજર રાખવાથી તેઓ અચાનક એકાએક મોટા જોખમમાં ફસાવી દે છે, અને તેવા નિંધ—નઠોર વર્ત્તન ચલાવનારા માણુસો પ્રત્યે વિશ્વાસથી વર્ત્તી અહર્નિશ તેમનાજ ભરૂશાપર ટકી રહેવું તેપણ કાળે કરી મોટી આફતમાં નાખી આપેછે, જે માણુસોના ચરિતાર્થનો આધાર બીજા ઉપર છે, અને તે બીજા માણુસ પોતાના ઉદરનું પોષણ કરનાર થઇ પડેછે, તેવા જનપ્રત્યે ઘણીજ નમૃતા અને શુદ્ધ દાનતથી વર્ત્તવું જોઈએ; છતાં સ્વાર્થ લંપટ તુચ્છ જનો ઉપકારને બદલે અપકાર કરેછે. એ

કેટલું બધું નિંદ્ય કર્મ છે. અને આખરે તેવાં બૂરાં કૃત્યોથી તેવા નિચ લોકોની શુધ્ધિ ઠેકાણે લાવવા તેનાં બુરાં કૃત્યોની હકીકત પ્રકાશમાં આવેછે. ત્યારે તેવાઓને પોતાની નઠોર વર્તણુંકનો પશ્ચાતાપ અનહદ પ્રાપ્ત થઇ, આ સૃષ્ટીની અંદર અપકીર્ત્તિને પાત્ર થવાની સાથે અવિશ્વાસ, આગળ આવવાથી બીજા અન્ય સ્થળે પણ પોતાના ઉદર નિમીત્ત ધંધો ખોળી કહાડવાને પુષ્કળ અસહ્ય હરકતો સોસવી પડેછે. માટે બહેતર છે કે, પ્રમાણીકપણેથી વર્ત્તી શુદ્ધબુદ્ધિથી નિમક હલાલપણે પ્રિય થઈ પડવું એજ મનુષ્યનું કર્ત્તવ્ય છે. દ્રવ્ય ગમે તો મળો, યા નાશ પામો. આયુષ્યની દોરી ગમે તો અક્ષય રહો, કે હમણાંજ ત્રુટી જાઓ, અગર સારા નઠારા મનુષ્યભાઈઓ વખાણરૂપી મુક્તાફળથી વધાવો કે, ચહાય તેટલા નિંદારૂપ કાંકરા મારો, પરંતુ મનુષ્યે કદાપિ સત્યતાને છોડી પોતાના ધર્મથી કિંચિત્ માત્ર પણ ચળાયમાન થવુંજ નહીં.

પ્રાચીન કાળમાં બાદશાહી રાજ્યના રાજાઓ પોતાની આગળ આવેલા તકરારી કેસના નિવેડા કેવી પદ્ધતિથી ટુંકામાં કરતા, અને પોતે નિસ્પૃહપણે ન્યાય કરવામાં કેવા આતુર અને કુશળ હતા, તેનો ટુંકામાં હેવાલ આપેલો છે. જેમાં તખ્તનશીન થયેલા રાજા અને તેમના પ્રધાન એઓના અદ્દલ ઈનસાફમાં નિષ્પક્ષપાતીપણાનો ઉત્કૃષ્ટ રીવાજથી, પ્રજા સંતુષ્ટ રહી, રાજ્યભક્તિમાં સ્વાધીન રહેતી, તથા ઘોર કર્મ કરનારને તેનાં કરેલાં કૃત્યના પ્રમાણમાં આધારસહ વ્યાજબી શિક્ષા આપવામાં આવતી હતી. અને ન્યાયનું કામ લંબાણ ભરેલું ન થતાં રૈયતને ત્વરીતાથી ન્યાય મળતો, તેમજ સુજ્ઞ પુરૂષો પોતાનું દિલ દુભાવનાર પ્રત્યે દયાભાવથી નિહાળી, તેના પ્રત્યે તિરસ્કાર ન લાવતાં જેમ તેમનું શ્રેય થાય તેવા ઇલાજો યોજતા. જે હકીકત આ નાટકના નાયક ઝવેરચંદે દુષ્ટ દરીયાખાનના પ્રાણ બચાવવાના સંબંધમાં કરેલી છે, તે ઉપરથી સ્પષ્ટ સમજાઇ આવેછે. વિગેરે હકીકતનો સમાવેશ છેવટના પ્રકરણમાં બતાવવામાં આવેલ છે.

નાટકની હકીકત યથામતી અને યથા પ્રયાસથી શકત્યાનુસાર લખવામાં આવી છે. તે ચાલતા જમાનાને અનુકૂળ થઈ પડી, ધ-

ર્ગમાં અને કર્તવ્યકર્મમાં સહાયભૂત થશે. તો મારા પ્રયાસનું સાર્થક થયું સમજીશ. એજ આશા. અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના !

આ નાટચ ગ્રંથ રચવામાં સાક્ષર રા. રા. શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઇની "ગુણસુંદરી" નામની કાદમ્બરીની સહાયતા લીધી છે તેથી તે સાહેબનો અતી આભારી છું.

લી૦ સેવક.

નિર્ભયરામ પુરૂષોત્તમ શુક્લ.

# विज्ञप्ति.

સદ્‌ગૃહસ્થો, આ પુસ્તકના નેમપરત્વે મુદ્રાંકિતની શરૂઆતમાં ઘણા વ્યવસાયને લીધે પ્રથમ પદ્ધતિમાં બારીક દ્રષ્ટીથી તપાશાએલ નહી અને ત્વરાથી યત્કિંચિત્ મુદ્રાંકિત થઇ ગયેલ તેટલાજ ભાગમાં યથોચિત્ વિરામોમાં લોમ વિલોમપણું મારા જોવામાં આવ્યું. જેથી વિજ્ઞપ્તી કરૂં છું કે, તે સ્થળે સુધારી વાંચશો. આ પુસ્તકને અંગે મારા પ્રાણાધિક પ્રિયમિત્ર રા. રા. મંગળજી અંદરજી દ્વિવેદીની મારા અભ્યુદયમાં લાગણી અને તેમના તરફથી મને પ્રસંગોપાત કેટલીક મદદ મળેલી છે જેથી તેમનો આભાર માનવાને હું આ તક વિસરી જતો નથી.

કર્ત્તા.



# પતિવૃતા ગુણસુંદરી નાટક.

"પંચાકી."

ઇશ્વર પ્રાર્થના.

श्लोका.

दिव्यंदिव्यदुकूलमिन्दुधवलंदीव्यासनस्थंगुरुम् ।
दीप्त्यादुःसहतापजातहरयासंव्याप्तदिग्मगलम् ॥
देवैर्दानवमानवैर्मुनिवरैःसुध्यातपादद्रुमम् ।
शक्त्यामंगलयायुतंभयहरंश्रीमन्नृसिंहंभजे ॥
जयतिविमलवासोमोहसम्मर्दनोऽसौ ।
सकलसुरजयार्थेदानवानांक्षयाय ॥
भवभयगजगण्डस्थानभङ्गप्रवृत्तिः ।
अबलसबलपक्षःश्रीनृसिंहस्यपादः ॥
जगदिदंसकलंतमसावृतं ।
समवलोक्यदयार्द्रमनामहान् ॥
नरहरिनरदुःखहरोगुरुः ।
कृतिमिमांसकरोतिमहामतिः ॥

મંગળા ચરણ ઇંગ્રેજી રાહમાં.

શ્રીગુણાત્મા શ્રીભુનેશ્વરી, શ્વેત વપુ ધારણ કરનાર. શ્રીગુણા૦
વિનવે બાળ ધરીને પ્યાર, રમ્યનાટચ રચ્યું નિરધાર,
અભય દાતા તું કહેવાય, શોક જનની કરજે સહાય,।
અલ્પગતિ શું મહિમા ગાય, તદપિ અંબિકા કરો પ્રસાર. સ્વેત.
નિંદીત રિપુવધ્યા વિશેષ, પારાવાર કરાવે ક્લેશ,
નથી બાળને બીજી આથ, સત્ય સુબોધ છે તારે હાથ;
સુગતિ દે મા સૌને સાથ, અંધ પંગુને દૃષ્ટી આધાર. સ્વેત.
સર્પ ટાંપે જેમ દેયન એક, તેમ શત્રુ ટાંપે વિશેક,

અહી નિર્જરે તારી પક્ષ, દૈત્ય વિદારી કરી તે રક્ષ;
આર્ય જનોની તું અધ્યક્ષ, અનંત શક્તિ તારી અપાર. શ્વેત૦
ત્રીપૂરાસુર મર્દની માય, સંકટ સમયે કરજે સહાય;
મનોવૃતિનો સમાવી વેગ, ક્રુર કર્મનો ન કરશો ભેક;
શત્રુ સમાવી રખાવે ટેક, ઊદરતણાં આછે તુજ બાળ. શ્વેત૦
( પડદો પડેછે ને સૌ જાય છે )

**સુત્રધારઃ**—(પ્રવેશ કરીને) સદ્ગ્રહસ્થો ! આજે આનંદે જય. જય જય એવા મંગલાદી શબ્દોની ધ્વની થઈ રહી છે. જેમ સૂર્યોદયથી કમલોની આકૃતી પ્રફુલીત થાય છે, અને નીરમલ સ્ફાટીક મણીમાં સુર્યનાં કીર્ણો પ્રવેશ કરેછે, અને વીલક્ષણ અંધકાર નાશ પામેછે તેમ એકંદર બીરાજેલા ગ્રહસ્થોના મુખાર્વીંદ ઉપરની કાન્તી દેખાવમાં આવેછે. એટલે નાટકના નીયમ પરત્વે આપ સઘળાને બીરાજેલા જોઇ અમે ઘણા ખુસી થયાછીએ. આપની એકંદર ખુસીની સાથે લંબાણ પામે તેવી આક્રતીના ચીતારને માન આપવા આ વખતે અમે યોગ્ય છીએ પરંતુ નાટકના બીજા કાર્યના લીધે ટુંકાણમાં આપની ઊત્તંમ ઊત્કંઠાના આવેશને અનુસરી અમારી ઘટીત રહેલી ફરજના દરજ્જાને આપની ઊચ્ચ પ્રકારની મનોવૃત્તીમાં પ્રવર્તાવવા આવા માંગલીક વખતે પવીત્ર ચરણાર્વિંદમાં સુવર્ણમય પ્રકાર અદા કરીએ છીએ તે એકે આપની સનીદ્ધ શ્રીમંત્ પતીવૃતા ગુણસુંદરી નામનું નાટક શ્રી હળવદનિવાસી શુકલ નરભેરામ પુરૂશોતમ વીરચીત ભજવી બતાવવામાં આવશે તે એક ચિતે જોવા તથા શ્રવણ કરવા કૃપા કરશો. (પડદા તરફ જોઇ આશ્ચર્યથી) અરે પ્રાણપ્રીયાને કેમ વાર લાગી હશે (તેવામાં નટી પ્રવેશ કરેછે) પ્રીયે આટલી બધી વાર થવાનું શું કારણ ? તું કહેતી હતી કે હું ત્વરાથી આવુંછું છતાં દેર થઇ.

**નટીઃ**—પ્રાણનાથ આપ જાણોછો છતાં અબિરા થવાનું કારણ શું?

**સુત્રધારઃ**—સખી બહુ જંજાળને લીધે તેં વિદીત કરેલી વાત મને વિસ્મૃત્ થઈ હોય એમ જણાય છે તે શું? કહેતો ખરી ?

**નટીઃ**—કેમ ભૂલો છો આજે પતિવૃતા ગુણસુંદરીનું નાટક ભજવી બતાવવાનું છે તો તે સંબંધી તૈયારી કરવાની આપે ભલામણ કરેલી હતી તેટલા માટે વાર થઇ કેમ હવે યાદ આવ્યું કે?

સુત્રધારઃ—હા; ખરેખર એ વાતથી તો હું અજ્ઞાનજ થઈ ગયો હતો દરમીયાન તેં ભલી સમય સુચના આપી.

નટીઃ—પ્રાણવલ્લભ, હવે શું આજ્ઞા છે?

સુત્રધારઃ—પ્રાણવલ્લભે, આજે આ સુશોભિત રંગભૂમિમાં બિરાજેલા સુજ્ઞ સજ્જનોને પતિવ્રતાપણા વિશે એક અસરકારક ગાયન સંભળાવી મનરંજન કર.

નટીઃ—બહુ બેશ સાંભળો.

હંમપેં લાલ ગાગરવા. એ રાહ

" કલ્યાણ. "

વચન શિરતાજ કરે આ દારા, વરણવે સતિતણો મહિમાય. વચન૦
અબળજાત જાતી પર આરાતી, શિયળ ભંગ માટે ધાય;
શત્રુ પંઝાથી છૂટે સુંદરી, તે સતિ પ્રમુખ કહેવાય. વચન૦
ગુણસુંદરી પતિવ્રતાને, પકડી રાખી નિજ ઘેર;
સત્ય આકીન તે સ્ત્રી આનું જોઇને, કરી જગદીશે મેહેર. વચન૦
અનંત કષ્ટોને શિશ ચડાવી, દુઃખ રહ્યું નિજ કાય;
કાયા સુકી સ્ત્રીયા તણી ત્યારે, ધર્મની કરી સહાય. વચન૦
કુળવંત જે સ્ત્રીઓ જગતમાં, પાવન જોઇ આખ્યાન;
પતિ સેવામાં પ્રેમ વધારો, કરી વચન અનુપાન. વચન૦

સુત્રધારઃ—વાહ ! વાહ ! પ્રીયા તારૂં આ અત્યુતમ ગાયન સાંભળી મારૂં મન હર્ષથી પ્રફુલિત થયું અને હું સત્યપૂર્વક કહુંછું કે આ તારા ઉપદેશથી સ્ત્રીઓને અવસ્ય બોધ થવો જોઇએ વળી હું કહું તે સાંભળ.

દક્ષિણી રાહ. દાદરો.

પ્રાણ પ્રિયા તમે સતિની રીતી કીધીરે,
કુળવંતી નાર, માની આ વાર, કરશે વિચાર, સત્ય છે સાર,
ઇશ પતિને માનેરે. પ્રાણપ્રિયા૦
હતો મુને વિચાર તે તમે પસાર્યોરે
સ્ત્રીયા શિયળ, રાખે સબળ, પ્રીતિ પ્રબળ, જગમાં અચળ,
નામ નિજ રાખેરે. પ્રાણ પ્રિયા૦

સખી ચાલ હવે આપણે જઇએ અને ત્વરાથી સર્વ પાત્રોને તૈયાર કરી નાટકારંભ કરીએ. (એમ કહી જાય છે)

# અંક પેહેલો.

હરીદત્ત... ... ... ... બ્રાહ્મણ.

બોદીઓ... ... ... ... બ્રાહ્મણનો છોકરો

ગુણસુંદરી ... ... ... ઝવેરચંદની ઓરત.

ગુલાબ... ... ... ... ગુણસુંદરીની દાશી.

ચંપા... ... ... ... ,, સદર.

ઝરવેચંદ... ... ... ... નાટકનો નાયક.

મોતીચંદ... ... ... ... ઝવેરચંદનો બાપ.

માનકુંવર... ... ... ... ઝવેરચંદની ગા.

બુલબુલખાં ... ... ... ઝવેરચંદનો મિત્ર.



## શ્રી ગણેશાયનમઃ

# અંક ૧ લો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળઃ—રસ્તો.

### પાત્રઃ—બ્રાહ્મણ અને તેનો છોકરો.

(એક બ્રાહ્મણ અને તેનો છોકરો ટેલ નાંખતા નાંખતા રસ્તામાં નીકળે છે.)

ટેલઃ—

જાતે યાત્રાકે ધામ, મિલે તસ્કર તે ઠામ;
માલ લે ગયે તમામ, હાલ ગજબ ગુજારે.
કાશી પહોંચનેકે કામ, મદદ દેવે કોઉ દામ;
ઉસકા રેજાવેગા નામ, પુન્ય શઍ હોવેગે.
દિલ્હી શેહેર હે ગુલજાર, બસે શેઠ શાહુકાર;
હે સબ અનકે દાતાર, ગલી ગલી પૂકારે.
હે કોઈ શંકરકા ભક્ત, દેવે દોકડા એક ફક્ત;
હમ હો ગયે અશક્ત, દિન દિન પૂકારે.

**બ્રાહ્મણઃ**—પુત્ર આવી કર્મ કથા કરીને થાકયા તોપણ કોઇ શાનુ કુળ થયું હોય એમ જણાતું નથી.

**છોકરોઃ**—બાપા ત્યારે હવે કરવું કેમ મને તો ભૂખ લાગી છે અને ક્ષુધાદેવીના આવીરભાવથી મારાં ગાત્ર શિથળ થાય છે.

**બ્રાહ્મણઃ**—ભાઇ આપણને લૂંટી જનાર ચોરોનું સત્યાનાશ જાજો. એ દુષ્ટોએ આપણને લૂટયા ન હોતતો આ દશા ભોગવવી ન પડત બેટા.

**છોકરોઃ**—પિતાજી જે ભાવી બનવાનું તે બન્યું પણ હવે ક્ષુધાર્ત અતિ થયા તેનું કરવું કેમ.

**બ્રાહ્મણઃ**—હા, આ વખત મને યાદ આવ્યું કે કર્મ કથાથી કાંઇય- વાનું નથી અને કપાળ શૂળ મટવાની પણ નથી. આ વખત

ઉપદેશ ગામથી ટેલ કરીએ તો કોઈ સહાયક થઇ દુઃખમાં હિસ્સો લેશે ખરૂં.

છોકરો:—પિતાજી ત્યારે વાર શા માટે કરોછો ઇશ્વરના નામથી મોલ્લે મોલ્લે ટેલ નાખીએ.

બ્રાહ્મણ:—બહુ બેશ ચાલો ત્યારે (જાય છે અને પડદો ઉપાડે છે).

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ:—ઝવેરચંદનું ઘર.

પાત્રઃ—ગુણસુંદરી, ગુલાબ, ચંપાદાસ, અને પછી ઝવેરચંદ, ત્યાર પછી બ્રાહ્મણ ને છોકરો.

ગુણસુંદરી:—(દાસીને) સખી આજનો દિવસ અતિ મનોહર જોઇ મારા મનોજ્ઞ તુરંગો ઉછળી મનોવૃતિને આનંદયુકત કરે છે.

ગુલાબ:— બાઈ સાહેબ ખરૂંછે મને પણ તમારી પ્રકૃતી આનંદાઇ જોઇ હર્ષ થાય છે હર હમેશ આવા આનંદના દિવસો હોય તો કેવી મજા ?

ગુણસુંદરી:—ગુલાબ જ્યારે આવા સુખદાઈ દિવસો હોય ત્યારે પછી શું કહેવું ગુલાબ તું અને ચંપા બંને તમારા સ્થળે જાઓ કારણ કે મારા પ્રાણનાથને આંહી આવવાનો વખત થયો છે.

વીદુશક—હા મારા ભાઇ આવેછે તે ખબર કરવા હું આવ્યો હતો ત્યાં તમે ઠીક આગળથી સમજ્યા (ગુલાબને તથા ચંપાને) રાંડુ કાળથી ઠામુકીયું બંદાના પ્રતાથી ટળી જવાનુંછે. હવે હું હજુરમાં રહીશ.

ગુલાબ તથા ચંપા—રડયાનો ઓશલો લરૂં રાંડ વીના કોઇને બોલાવતો નથી.

વીદુશક—ભુલા હવેથી બોડકીયું કેહશું ઠીક ના.

ગુલાબ તથા ચંપા—બેન ચાલ પીટયાને જેમ બોલાવશું તેમ વધારે ફાટશે.

વીદુશક—તું થીગડા દેજે ટકો પૈસો લેજે આબંદો ગ્રહણ ના આલાવાને દીવસ અવતરેલા ચમત્કારીછે (જાય છે)

**ગુલાબ:**—ઠીક અમે બંને રજા માગીએ છીએ જો કદાપિ પ્રસંગ પડે તો બોલાવજો આંહીં નજદીકજ છીએ.

**ગુણસુંદરી:**—બહુ બેશ કામ પડશે તો (ગુલાબ ને ચંપા બંને નમન કરી જાય છે ને ઝવેરચંદ પ્રવેશ કરેછે.)

**ઝવેરચંદ:**—પ્રીયે આજ તો આનંદમાં બેઠાં છો ને શું?

**ગુણસુંદરી**—આપના દર્શનથી આનંદજ છે પરંતુ પ્રાણનાથ કહેતા હતા જે હું ઘડી ભરમાં આવુંછું છતાં વધારે વાર થવાનું કારણ શું ?

**ઝવેરચંદ:**—વાહ ! વાહ ! રે તમારા મત પ્રમાણે વરતીએ તો ઠીક ના?

**ગુણસુંદરી:**—હું તો અબળા આપના આધારે રહીછું અને મારૂં જીવન વૃક્ષ તમે છો જ્યારે તમને ન દેખું ત્યારે હું ઘણીજ અધિરી થાઊંછું તેમાં વળી આપનું મુખ વચન ઉલટું નિકળે ત્યારે અગાધ વ્યાધી થાય તેમાં શંકા શું? હું આપને મારા મન પ્રમાણે વર્તવા કદી કહુંજ નહિં આવું મારમીક વચન બાણ અબળા ઉપર ન નાંખવું જોઈએ.

**ઝવેરચંદ:**—શું આવા મશ્કરીના પ્રસંગમાં તમને દુઃખ થઇ પડયું વારૂ ? હવે વિચારી બોલશું.

**ગુણસુંદરી:**—આર્ય પુત્ર આપનાથી હું વિખૂટી રહુછું ત્યારે મારું મનને બિલકુલ ચેન પડતું નથી કારણ.

**ધન્યાશ્રી.**

અબળા અધીરી હાલ પતિ મારા અબળા અધીરી હાલ ટેક.
આનન આપનું દેખું ન ત્યારે વરતે ઉદાશી આપર પર્ત
ક્ષણે ક્ષણે ભયભીત રહુંછું આવતાં કરો કદી વાર પર્ત
અરધાંગના સ્વામી તમારી જાણી દરશન ઘો જીવનહાર પર્ત
ચરણ રેણુંકા આપની ધારી પાવન કરો આ નાર પર્ત

અને વળી આપની છાયા એટલે ઘડીભર દુર રહુંછું ત્યારે તડાડાટ સાથ અસુખ થાયછે.

**ઝવેરચંદ:**—પ્રીયે તમારૂં કહેવું હું માન્ય કરૂંછું કોમળ સ્વભાવ જે સ્ત્રી હોય છે તે પતિ દર્શ વિના આતુરજ રહે છે.

ગુણસુંદરીઃ—સ્વામી સ્ત્રીઓને પતિ સેવા તેજ જન્મનું સાર્થક છે અને આ સંસારમાં સ્ત્રીઓને પતિ તેજ સર્વસ્વ છે.

ઝવેરચંદઃ—( આકાશ સામે હાથ કરીને ( હા. તેતો ખરૂં પણ આ જો તો ખરી. ? પ્રિયા ? વર્ષાઋતુને લીધે આકાશ વાદળથી છ-વાઈ રહ્યું છે વળી પવન પણ બિલકુલ ચાલતો નથી તેથી મને બહુ આકળામણુ આવેછે અને આ ભયંકર દેખાવમાં જ્યારે વીજળીના ચમકારા આકાશે થાય છે ત્યારે કેવું રમ-ણીય દેખાય છે.

ગુણસુંદરીઃ—હા; પ્રાણનાથ ઈશ્વરલીલા અપાર છે વળી જગદાત્મન વિશ્વભૂમિએ કેવી વખતો વખત રચના રચે છે તે સાંભળો.

ગાયનઃ—કનરો

ગહન ગતિછે ઇશની ન્યારી, પાર ન આવે જલધી આવારી, ગહન.
સ્થાવર જંગમ જડ ચેતનમાં, રૂપે રહ્યાછે કિર્તિ પ્રસારી, પાર.
સૂર્ય તારાને ચંદ્ર આકાશે રચના રચીછે ભૂમિ હજારી, પાર.
ગ્રીશ્મ રૂતુમાં ધર્મ જણાવે, ચાતુર માસમાં વરસેવારી, પાર.
હેમંત રૂતુમાં અંગે ઠંડી, વખતો વખત આવે વખત વિચારી પાર.

ઝવેરચંદઃ—શશિવદની હું આ ષટ્ રૂતુનું વર્ણન સાંભળીને અતિ-શય મગ્ન થઇ આનંદરૂપી સાગરમાં ઝોકો ખાઉં છું અને તારા સર્વોત્તમ ગુણો જોતાં મારી જીવ્હા વડે તારી પ્રશંશા કરવાને હું શક્તિહીન છઊં (સ્વગત) આહા! ઈશ્વર હું તારો કે-ટલો આભારી થાઊં. હું કેવો ભાગ્યવંત કે આવી સર્વગુણસંપન પ્રીયા મને મલી અરે જગ્તનિયંતા હું તારા ગુણ તથા અલૌ-કીક ગતિનાં વખાણ કરવાને અશક્ત છઊં તોપણ મારાથી બનતી સ્તુતિ કરવી જોઇએ તે તું સ્વીકારી અંગીકૃત કરીશ.

ગીતિ

ત્રીલોકેશ્વર તુજને વંદન વારંમવાર કરૂં આજે,
આભારી છઊં તારો સુંદર પ્રીયા મળીછે તે કાજે
(તેવામાં તેજ બ્રાહ્મણ ટેલ નાંખતો નાંખતો આવેછે).

બ્રાહ્મણઃ— લાવણી

રામ નામને રટો હો નિશદિન રામ નામને રટો

વ્યર્થ ગુમાની મન જણાવી આમ તેમ ના ફરો
આમ તેમ ના ફરો સમજ મન આમ તેમ ના ફરો. વ્યર્થ.
શમ નામનું ખડગજ ધારી ભવ પ્રાશ્રાતને કરો.
સંયમ વાસીને કરી ઉદાસી હાથ તાલી દઈ વરો
હાથ તાલી દઈ વરો સમજ મન હાથ તાલી દઇ વરો વ્યર્થ.

ઝવેરચંદઃ—પ્રીયા આવી અંધારી મેઘલી રાત્રે એવો કોણ દુઃખી-ઓ હશે કે આવી દિન વાણી બોલેછે એટલુંજ નહિં વળી ઉ-પદેષ્ટા પણ લાગેછે.

ગુણસુંદરીઃ--આર્ય પુત્ર આ અવની વિશે એવા ઘણા હશે જીવ પ્રાણીમાત્રને પોતાના કૃત્ય કર્મ ભોગવવાં પડે છે પરંતુ ઉપદેષ્ટા છે તે ઉત્તમ.

ઝવેરચંદઃ—પ્રેમી તેટલાજ માટે તે કોણ છે તેની તો તપાસ કરવી જોઇએ.

ગુણસુંદરીઃ—જેવી પ્રાણનાથની ઇચ્છા

ઝવેરચંદઃ—(થોડેક આગળ આવી) અરે ભાઈ તમે કોણ છો. અને કયાંથી આવો છો. વળી આટલી મોડી રાત્રે આવા ભયંકર અંધારામાં "કમકમાટ ભરેલું કામ કરવાની એટલે" ભીખ માગવાની શી જરૂર પડી છે.

બ્રાહ્મણઃ—આપ સભ્યથી પૂછવાવાળા કોણ છો.

ઝવેરચંદઃ—હું નગ્રશેઠ મોતીચંદનો પુત્ર ઝવેચંદ છું. તમે આવા દિન બની ગયા તે જોઈ મને દયા આવવાથી પૂછુંછું માટે કારણ વિદીત કરવું જોઈએ.

બ્રાહ્મણઃ—શેઠજી હું મારી કથા શું કહું, દુઃખનો માર્યો હેરાન થઈ ગયો છું. હું ગુજરાતનો રહીશ બ્રાહ્મણ છું. યાત્રા કરવાના ઈ-રાદાથી ઘર છોડી બહાર પડયો. પરંતુ મારા હત ભાગ્યે મને રસ્તામાં ચોર મળ્યા તેઓ મારૂં સર્વસ્વ લૂટી ગયા તેથી હું આ હાલતે પહોંચ્યો છું તેમજ મારા પાસે હવે કાંઈ રહ્યું નથી કે હું પાછો મારે સ્વદેશ જાઉં એટલા માટે હું દિલ્લી શેહેરમાં ટેલ નાંખુછું કે કોઈ પરમેશ્વરનો લાલ મળી આવે અને આ દુઃખી બ્રાહ્મણનું સંકષ્ટ વિદારે.

ઝવેરચંદઃ—( આવા દિન શબ્દ સાંભળી દયા આવવાથી સ્વગત ) આ મનુષ્ય દેહનું સાર્થક તો આવા ગરીબને સંતોષ કરવા તેજ છે. ગતલબ હાથે તે સાથે (ખુલ્લેથી) અરે વિદેશી તું આ લે ( એમ કહી પોતાના હાથનું સડલ કાઢી આપે છે. ) હવે તું તારે ઘેર જા.

બ્રાહ્મણઃ—(હાથમાં લઇ) સ્વસ્તી ઇશ્વર તમારો જય કરે (છોકરાને) બોટીયા આજે આપણું કામ થયું તને જનોઈ અને અચીનો વિવાહ થઇ રહેશે. આહાહા ! શું ઇશ્વરની લીલા છે આપણું તો કામ થઇ ગયું (તેમ કહી રસ્તે પડે છે.)

ઝવેરચંદઃ—(સ્વગત) દિનને આપવાથી તે કેવો આનંદ થાય છે હવે આ એક સડલ મારી પાસે રહ્યું તે મારે શું કામનું છે માટે લાવ તેને હું પાછો બોલાવી આપી દઉં (ખુલ્લેથી) અરે મહારાજ. તમે અહીંઆં પાછા આવો.

બ્રાહ્મણઃ—(ઉદાશ થઇને સ્વગત) અરે ભાઇ કર્મ વિના કર્મી થવાય છે? આતો શેઠે આપતાં શું આપ્યું પણ પછીથી વિચાર થયો હશે તે પાછુંજ લૈ લેશે. ઠીક ચાલ ભાઇ હશે નસીબમાં નહીં ત્યાં શું ઉપાય ! (ખુલ્લેથી) શેઠજી મને ફરી બોલાવવાનું શું કારણ.

ઝવેરચંદઃ—મહારાજ આ બીજું સડલ પણ તમે લઇ જાઓ હવે તે મારા ઉપયોગનું નથી કારણ હું તમને અર્પણ કરી ચુકયો.

બ્રાહ્મણઃ—(ઘણો ખુશી થઇને) કલ્યાણ, કલ્યાણ, મહા લક્ષ્મી વધો ઇશ્વર તમારૂં સારૂં કરશે શેઠજી મારૂંતો ભવોભવનું દરિદ્ર આપે ટાળ્યું. (જાય છે).

(ઝવેરચંદ પાછો ગુણસુંદરી પાસે આવે છે.)

ગુણસુંદરીઃ—( પોતાના પતિની આવી ઉદારતા જોઇને કહે છે. ) દેવ. આ ગરીબ દાશીની એક વિનંતી છે.

ઝવેરચંદઃ—કોગળાંગી શું. કહે જોઈએ?

ગુણસુંદરીઃ—પ્રાણનાથ હું અલ્પ બુધીવાન કદી બોલું અને આપને રિસ આવે તો કહેવા ધારતી નથી.

ઝવેરચંદઃ—નહીં નહીં તારા બોલવા ઉપર મને રીસ આવવાની નથી તથાપી તું કહે તો ખરી.

ગુણસુંદરીઃ—સ્વામીન્ આજે આપે બ્રાહ્મણને જે સડક આપ્યાં તે અતિ ઉત્તમ કરી સ્વર્ગદ્વાર ખુલાવ્યું છે. પરંતુ દરેક બાબતમાં વિચારી કામ થાય તો ?

ઝવેરચંદ—પ્રીયા બોધ કરતી અચકી કેમ પડે છે. મેં વગર વિચાર્યું કર્યું તેમ તું કહે છે તો શા કારણથી.

ગુણસુંદરી—કારણ દેખીતુંજ છે. પ્રાણનાથ, આપે જે કર્યું તે સારૂંજ કર્યું છે. પણ વિચાર કરવો જોઇએ.

ઝવેરચંદઃ—(જરા રીસથી)તું મગને વગર વિચારી માણસ લેખતી હો તેમ જણાય છે.

ગુણસુંદરીઃ—વંદનીય. હું મૂર્ખની ઉપર કટાક્ષ કરવી એ ઘટેછે? મારો કહેવાનો હેતુ આટલોજ છેકે

ગરબી ગુરૂ ગોવિંદના મહીનાની

કરજોડી કહું આવાર સ્વામી મારારે, છે અંતે હીતની આ વાત વિનવે આ દારારે

કરવા માફી મારા બોલ હું જે બોલું રે,

નથી સમજણ મુજમાં લેશ સ્ત્રી મન ભોળુંરે.

ઝવેરચંદઃ—વારૂ, વારૂ, તારે શું કેહેવાનું છે તે તું પહેલું કહે. કહેવાને હૃદય ઉછળી રહ્યુંછે. મોપર શબ્દ ઉભરાઈ રહ્યાછે છતાં ગુપ્ત શામાટે રાખવું જોઈએ.

ગુણસુંદરીઃ—પ્રાણેશ માહારો તો કહેવાનો હેતુ એવો છે કે આ પૈસા કમાતાં આપના વડીલોને કેવી તકલીફ પડી હશે માટે પૂર્વાપર વિચાર કરી જે કાંઈ કામ થાય તે ઘટિત અને કોઇ દિવસ હરકત ન આવે વળી જુઓને વગર વિચારે વાપરવાથી રાજાના ભંડાર ખુટે અને દિન પ્રતિદીનના વયથી કુવાનાં જળ ખુટે ત્યારે આપણે કોણ માત્ર. આપ હજુ કાંઇ કમાઈ લાવવા શીખ્યા છો?

ઝવેરચદ—(ગુસ્સેથી) અરે મને શીખામણ દેનારી તું કોણ બસબસ આજથી થૈ રહ્યું જ્યાં સુધી આપ કમાણી ન લાવું ત્યાં પર્યંત આ દિલ્લી શેહેરનું પાણી હરામ છે. સાંભળ—

**શિખરણી.**

નકી પ્રેમી તારાં, વચન સર્વે દાહજ કરે;

પ્રહીસો વાક્ષાંતી, કર કર કમાણી તવ ડરે.
અવાપીથી મારે, જળ જનગમનું વિષ થયું;
વિદેશે તે જાવું, સકળ મન શાનું કુળ થયું.

**ક્ષત્રી કલંક.**

સુણ પ્રાણ પ્રીયા આવાર દીલ્લીમાં હું તો નહી રહું રે;
હું છું જાવે જાવા તૈયાર દીલ્લીમાં.
લાવું નીજ કમાઇ કેરૂં ધંન. દીલ્લીમાં.
ત્યારે લેવું મારે દીલ્લીનું અંન્ન દીલ્લીમાં.
તમે ખુશીથી રહો આભુવંન દીલ્લીમાં.
તારા વચન છે ખોખ મુજ ગંન દીલ્લીમાં.
ખરો મોતીચંદ કેરો તંન દીલ્લીમાં.
જળ જમુનાનુ વીષ મુજ મંન દીલ્લીમાં.

(આટલું કહી ઝવેરચંદ ચાલ્યો જાય છે ને ગુણસુંદરી
પશ્ચાતાપમાં પડે છે. પડદો પડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:**—મોતીચંદનું ઘર.

**પાત્ર:**--**મોતીચંદ, માનકુંવર અને પછીથી ઝવેરચંદ.**

(મોતીચંદ પોતાની સ્ત્રી સાથ બેઠા છે તેવામાં ઝવેરચં-
દને આવતો જોઇને.)

**મોતીચંદ**--કેમ પુત્ર આ શું કયાં જવાની તૈયારી.

**ઝવેરચંદ**—પિતાજી ગભરાવાનું કારણ નથી હું ઊંમર લાયક થયો તો વેપાર રોજગાર કરવા સબબે જાવે જવાની તૈયારી કરી આપની રજા લેવા આવેલો છું.

**મોતીચંદ:**—(ગાભરો થઇને) પુત્ર આશું ? અમારી આ છેલ્લી અવસ્થામાં આવા કુરવચન કહેવાં ઘટે છે? તારે કમાવાની કાંઇ જરૂર નથી પરમેશ્વરની કૃપાછે? તું તારે અમારી નજરે રહીને સુખામાં દિવસ નિર્ગમનકરતાં અમારી શેવા ચાકરીમાં તત્પરરહે.

**ઝવેરચંદ:**—પિતાજી એતો આપનું કહેવું ઉચીત છે અને માવિત્રની સેવા દિકરાએ કરવી જોઇએ પણ દેશાટન કરવા રજા આપો કાંઈ કારણસર મેં દિલ્લીનું પાણી હરામ કર્યું છે માટે હું અવશ્ય જાવે જઇશ.

મોતીચંદ—વત્સ કારણ શું ? જાવા આંહી નજીક નથી વળી કહેવત છે કે. "જે જાય જાવે તે પાછો ન આવે" માટે તું આ વિચાર છોડી દે તને કમાવાની લાલશા થઈ હોય તો તારા નામથી વાહાણ વહીવટ ચલાવું અને તેમાં જે કાંઈ મળ્યું તે તારા નશીબનું એમ માનીશ કેમ સમજ પડી.

ઝવેરચંદ—નહિં નહિં પિતાજી મારો નિશ્ચય હવે કોઈ પ્રકારે રદ જવાનો નથી માટે કૃપા કરી મને રજા આપો એટલે બસ.

મોતીચંદ—અરે પુત્ર આ તારો અતિશય આગ્રહ જોઇ મને બહુ લ્હાય લાગે છે. તને કડવાં વચન કોણે કહ્યાં? તારી સ્ત્રીએ કાંઇ કહ્યું હોય તો બિજી પરણાવું પણ તું જાવે જાવાની વાત છોડી દે.

ઝવેરચંદ—પિતાજી મારા મોંમાંથી જે પણ થયું છે એ હવે ખોટુ થવાનું નથી કદાપિ આપ અતિશે આગ્રહથી અટકાએત કરશો તો પરિણામ ખોટું આવશે. જરૂર મરણને શરણ થઇશ.

માનકુંવર—પુત્ર તું આવી ગાંડી હઠ ના કર. શું અમને આવી વૃદ્ધાવસ્થામાં એકલાં મુકી જતાં તને ઠીક લાગેછે? કહે જોઇયે તું ગયા પછી અમારી પાસે આંહી કોણ બાપુ. કાંઈ વિચાર કર તને સમજુને વધારે શુ કહીએ.

ઝવેરચંદ—માતાજી જેવાં પ્રારબ્ધ હું આંહી રહીને શું કરીશ પણ જો આપ મને રજા નહિં આપતાં આગ્રહ કરી રોકશો તો અન્નોદક વિના મારૂં મૃત્યુ થશે કારણ આંહીનું અન પાણી મેં હરામ કર્યું છે.

માનકુંવર—પુત્ર આવું નાંખી દેવાનું વચન શું બોલેછે. આ તારાં વચન સાંભળી મને તો શુંય થાય છે.

ઝવેરચંદ—કાંઈ પણ ન થવું જોઇએ. આશિશ આપી રજા દીઓ એટલે બસ.

માનકુંવર—વત્સ તારી મરજી પ્રમાણે કર પણ માતપિતાની આમન્યામાં રહેવું એ ધર્મ છે આટલું બધું શામાટે કરવું જોઇયે.

ઝવેરચંદ—માતાજી તમારૂં કહેવું ખરૂં છે હું જાવેથી આવ્યા બાદ આપની શેવામાં તત્પર રહીશ પણ આ વખત મને ખુશીથી રજા આપો એટલે તમારી આશિશથી મારૂં શ્રેય થાય.

માનકુંવર—પુત્ર પાછા વહેલા આવજો ને શરીરનું જતન કરજો.

ઝવેરચંદ—માતાજી બહુ બેશ (મોતીચંદને) પિતાજી કેમ સ્તબ્ધ થયા આ બાળકની અરજ ઉપર નિગાહ કરો તો?

## ગજલ.

આજ મારે જાવે જાવું વાત છે ખરી,
આગના દિયો પિતાજી ખુશીમન કરી. આજ૦
અનજળ દિલ્લીનું કર્યું છે મેં ત્યાગ,
નક્કી વાત જાણી આપ છોડો અનુરાગ. આજ૦
આપથી કમાઇ જ્યારે કરૂં હું ખરે,
જલ્દી પિતા પાછો હું આવું આઘરે આજ૦

## રામગ્રી.

મોતીચંદ—

કુરવચન આ શું વદો પુત્ર વિચારો મન
જરા અતીત આ દેહીને કહેવું ઘટે ન વચન કુર૦
એક તનય તું મુજને તેને વિદેશની શી વાત
કમી નથી મુજ ધામમાં તુજ વેણુ કરેછે ઘાત કુર૦
વેણુ કહું કોણે કહ્યું મુને કહે આણીવાર
નાક કાન કાપું સહી આપુ દંડ અપાર કુર૦

ઝવેરચંદ—પિતાજી આપે ખેદ નહી કરતાં હીંમતથી શિખામણુ આપી રજા આપવી જોઇએ.

મોતીચંદ—પુત્ર તને રજા આપતાં મારો જીવ ચાલતો નથી કારણુ કે તારા વિયોગથી મને બહુ ખેદ થાય સાંભળ.

## ગજલ.

થાય તાપ તુજ વિયોગથી, પુત્ર વિદેશની વાતો નહી કરો:
શું વૃદ્ધ પિતાને તજી જશો મુજ વચન લોપી આડા થશો,
દ્રવ્ય સંપાદનની હોંશથી તમે જાવે જાવા મન ધરો, થાય.
રહો ઘેર આપું ધનરે નથી મારે બિજો તનરે;
નિશ્ચે પહોચ્યું મૃત્યુ મહારૂં હવે વિચારી પાછા ફરો. થાય.

પુત્ર મારો રજા આપતાં જીવ ચાલતો નથી પણુ તું હઠ લઇ

બેઠો છે એટલે નિરૂપાયે રજા આપું છું. તું જ્યાં જ્યાં જા ત્યાં ત્યાં આપણા કુળને છાજે તેવી રીતે વર્તણુક રાખજે. ભલે તું ખુશીથી સિધાવ ને તારી મન કામના સિદ્ધ કરી પાછો તરત વળી નીકળજે (ગાનકુંવર પ્રત્યે) પ્રિય ચાલ હવે આપણે પુત્રને જાવે જવાની તૈયારી કરી આપિએ (સૌ જાય છે ને પડદો પડેછે.)



## પ્રવેશ ૪ થો.

### સ્થળઃ—ગુણસુંદરીનું ભૂવન.

**પાત્ર.—(ગુણસુંદરી, ચંપા, ગુલાબ અને પછીથી ઝવેરચંદ.**

(ગુણસુંદરી લગણે હાથ દઇ બેઠી છે તે જોઈ તેની દાસી ગુલાબ તેને પૂછેછે.)

**ગુલાબ**—બાઇ સાહેબ આજે આપ ઉદાશ હો એમ લાગે છે તેનું કારણ શું?

**ગુણસુંદરી**—શું કહું બેન મેં જે વગર વિચારે કર્યું છે તેનું ફળ મારેજ હવે ભોગવવું પડશે તે એ કે કાલ રાત્રે હું અને તે જ્યારે અગાશીમાં બેઠાં હતાં તેવામાં એક બ્રાહ્મણ ટેલ નાંખતો નાંખતો આવ્યો તેની ટેલનો અવાજ સાંભળી તેમને દયા આવી તેથી પોતે જાતે તે બ્રાહ્મણને સમક્ષ બોલાવી પોતાના હાથનું હીરા જડીત્ર સડલ આપ્યું તે વખત તો હું ના બોલી પણ જ્યારે ફરીથી તેને પાછો બોલાવી બીજું સડલ દીધું ત્યારે મારી આ અભાગણી જીભ મુંગી નહીં રહેતાં બોલાયું કે તમે આમ આપોછો તે ખરૂં પણ તે પેદા કરવામાં કેટલી મહેનત પડી હશે વિચાર કરો જોઇએ, મેં આટલા શબ્દો કહ્યા તેથી પોતે ક્રોધમાં આવી દિલ્લીનું પાણી હરામ કરી પરદેશ કમાવા જવાની તૈયારી કરે છે તેથી સખી હું દિલગીરી છું હવે કરવું શું આતો હાથના કર્યા હૈયે વાગ્યાં તેમાં કોનો દોશ કાઢવો.

**ગુલાબ**—બાઇ સાહેબ આપ ઉદાશ થશો નહીં આપનાં પૂજ્ય સાસુજી તથા સસરાજી ખુબ સમજાવી નહિં જાવા દીએ (તેવા-

માં ઝવેરચંદને આવતો જોઇને ) બાઈ સાહેબ તમારા પતિ આવે છે.

ગુણસુંદરી—(ઉભી થઈને) પ્રીયપ્રાણનાથ આપના ચરણ કમળમાં આ દાસી અભિવંદન કરે છે.

ઝવેરચંદ—પ્રીયા તેં મને દ્રવ્યસંપાદન કરવા માટે કાલે જે બોધ કર્યો હતો તે ઘણું સારૂં કામ કર્યું છે હવે હું આપ કમાણી માટે પરદેશ જાઊં છઊં તો તું તારા હર્ષમય અંતઃકરણથી રજા આપ.

ગુણસુંદરી—પ્રાણેશ. આપને આ મૂર્ખ સાહસીક અબળાના વચન સાંભળી ક્રોધ કરવો ઘટેછે? આપે મારાં કટુ વચન સાંભળી પરદેશ જવાની તૈયારી કરી માટે આ રંક દાસી ઉપર કૃપા કરી તે વાત છોડી દો.

ઝવેરચંદ—પ્રીયા તે વચન કડવાં નથી પણ અમૃતરૂપ છે કારણ કે કહેવત છે કે (આપ સમાન બળ નહિં ને મેઘ સમાન જળ નહિં) મારા બાપની કમાઈપર જો હું ઠેકડા મારીશ તો તે કેટલા દીવસ ચાલશે ? આ વિચાર આવવાથી પ્યારી મારો પરદેશ કમાવા જવા દૃઢ વિચાર થયો છે આમાં તારો કાંઇ દોશ નથી. મારા ગયા પછી તારો ધર્મ શું છે તે વિચારી તારૂં પતિવ્રત પૂરેપૂરૂં પાળજે. તું ડાહીછે માટે તને તે બાબત વધારે કહેવા જરૂર નથી હવે વખત થઇ જાયછે માટે પ્રાણવલ્લભા તું ખુશી થઇ રજા આપ ને હું પાછો જલદી વળીશ.

ગુણસુંદરી—નહિં નહિં આ વાત છોડી દ્યો અબળાને અધિર ન કરો પ્રાણવલ્લભ હું આપવિના દિવસ કેવી રીતે નિર્ગમન કરીશ આપની આ ગરિબ કિંકરી તમારા દર્શવિના ઝુરી ઝુરી મરી જશે માટે કૃપા કરી આપ જવાનો વિચાર છોડી દ્યો. ખરેખર મારા વચનથી રોશ થયો છે કેમકે.

### સિતાજીના મહિનાનો.

થયો વચનથી મનમાં રોશ ઉચિત નથી આપને
વખતે ભૂલ કરે પ્રિય નાર, નવ ગણીએ પાપને;
અબળા હોયે ઓછી બુધ, સાહસ એના અંગમાં,

મુકી આપે શરીરની શુદ્ધ, ઉન્મત પિયુ સંગમાં.
પિતા ધરની જોઇ છે ભીડ, તે આવી નજરે આડે,
એથી લોભીપણું મારે અંગ, સ્વમતિથી કેહેવું પડે;
ભૂલી યુવતી તમારી આવાર મારી કરો કંથજી,
આવ્યા મુસીબતે મારા દીન બનાવી રંકજી.
જુઓ રહેમ ધરી આવાર, વળતી મારી દીજીએ,
રહી ભૂવન તમારે આપ, ઉચીત સુખ લીજીએ;
કર જોડી વદે આ નાર, વચન પર નીધા કરો,
રહી પૂરો મનના કોડ દાશીને સુખી કરો.

ઝવેરચંદ ગાયન.

પવિત્ર પત્ની તમે મને આશું સમજી અટકાવો છો,
સમજો ન કાંઇ તમે, વીચાર કર્યો જે અમે. પવિત્ર.
નક્કી કર્યું છે રાણી, હરામ દીલ્લીનું પાણી,
ખરેખર મન જાણી, વિચારી વદુછું વાણી;
હવે એની મુકો કાણી, જાવે જાતાં નથી હાની,
રજા દીયો પ્રીતે શાણી, માત પીતા દયા આણી;
રજા દેછે ગુણ ખાણી, પવિત્ર પત્ની. સમજો ન કાંઇ તમે.

પ્રાણ પ્રીયા હવે શોક કરવો તજી દઇ જલદીથી રજા આપ કારણ મને વખત થાય છે હું કોઈ પ્રકારે હવે મારો વીચાર રદ કરવાનો નથી.

ગુણસુંદરી—(રડતી રડતી) ભગવાન આપને પ્રવાસી થવા અતી આગ્રહ હોય તો મુને હુકમ કરો એટલે હું પણ તૈયાર થઉ.

ઝવેરચંદ—ના તમારૂ કાંઈ કામ નથી તમે આહીંજ રહો.

ગુણસુંદરી—દુખ વીદારણ આપના વિયોગે મારા દીવસ શી રીતે વિગત થાય. ચકોરની ચંદ્રમાં, ચાતકનિ મેઘમાં. ભ્રમરની કમલમાં તેમ મારા જીવનહાર તમારે વિષે મારી પ્રીતિ છે વળી દેહની છાયા જુદી કેમ થાય.

ઝવેરચંદ—રસદાઇ અંભોજવદની આ તારૂ કહેતું સમગ્ર ખરૂછે પણ આ વખત મારી સંગે આવવા આશા બીલકુલ કરશો નહીં.

ગુણસુંદરી—આર્ય પુત્ર અબળાનો અપરાધ મ્હાય તેવો હોય તોપણ

નહીં મધુકારતાં મારી આપત્ત શાન્ત કહેછે માટે મને સંગ રાખો.

## ગાયન.

અબળાને રાખો સાથ જીવન અબળાને રાખો નાથ અહો મારો હાથજી
ચીંતા અતીશે દીલમાં આવે જળવીના દીનકેમ મચ્છના જાવે
મતી મારી તેવી નાથ જીવન ઝુરી ઝુરી કેમ દીન જાયે મારા
જીવનહાર મારા પ્રાણ આધારા દમન કરો નહી નાથ જીવન
નેણે આંસુ વહે ચોધારાં કુર કર્મ કયાંથી આવ્યાં નઠારાં
કરવું મારે હવે શું નાથ જીવન જનની એ પ્રસવ કરો શીદમારો
એળે જાશે મારો જનમારો ધીક ધીક મુજને નાથ જીવન

ઝવેરચંદ—પ્રીયા આ શું વિચાર કર, તમારી પાસે રજા લેવા આ- વ્યો તેટલા માટે આગ કરો છો કે.

ગુણસુંદરી—(આતુરતાથી) પ્રાણનાથ આપને એમ ભાસે ત્યાં મારો શો ઉપાય? હું શુદ્ધ અંતઃકરણથી મારો વીચાર દાખવું છું છતાં આપને ઉલટું ભાસે ત્યારે મારૂં નશીબ! પરંતુ પ્રાંણવલ્લભ મારા વચન ઉપર નીધા કરો તો હું એટલેથીજ મારૂ સાર્થક માનીશ. સાંભળો.

## સોરઠ ગોડી.

પ્રીય પતિ વેલેરા વળજોરે, સ્વામી અંગનું યત્નજ કરજો;
એક વચની છો કંથજી મારા, મારા દુકીંત દુર કરજોરે. સ્વામી૦
અલ્પ મતિ આ અબળા જાતિની, ઉર વચન નવ ધરજોરે. સ્વામી૦
આપ નામની રટના અહોનીશ, સપદી આવી મુનેમળજોરે. સ્વામી૦
ઇશ ઉમૈયા પૂજ્યાં હોય પ્રીતે, તે પુન્ય આવીને અડજોરે. સ્વામી૦
દર્શન પાખે ઘડી સંવત્સર, તે વ્યાધી આવીને હરજોરે. સ્વામી૦

સ્વામીનાથ આપ સુખેથી સિધાવો પણ આ આપની દિન દા- સીની એટલી વિનંતી છેકે આપ પાછા વેલા વળજો અને આપ મને આપની છબી તથા કોઇ બિજી નિશાની આપતા જાઓ કે, જેની હું હર હમેશ સેવા કરી મારા દિવસ આપની ભક્તિમાં નિર્ગમન કરૂં.

ઝવેરચંદ— બહુ સારૂં પ્રેમી (તેમ કહી છબીને રૂમાલ આપેછે) પ્રીયા તારે કોઇ વાર અવધડનું કામ પડે, તો તું મારા પરમ મિત્ર બુલબુલખાંને સુચના આપજે એટલે તે આવી તને સહા- ય થશે.

**ગુણસુંદરી**—(નમન કરી) પ્રાણેશ બહુ સારૂં આપ સુખેથી પધારો મારી કોઇ બાબતની ચિંતા કરશો નહિ ને શરીરનું જતન સારી રીતે કરજો પણ આ દાસીની વિનતી ધ્યાનમાં રાખી પાછા ત્વરાથી પધારજો

**ઝવેરચંદ**—પ્રીયા આ તારૂં કેહેવું માન્ય કરૂંછું. ઉદાશ નહીં થવુ સાંભળ,

### સોરઠ

પ્રીય તમે થાશો નહિં ઉદાશ વિલંબ હું નહીં કરૂં રે. પ્રીય તમે.
તમેં કહ્યું કમાવા કાજે જાવે મારે જાવું આજે,
ઉત્તમ ધન મેળવવા પ્રીતી મન ધરૂં રે, પ્રીય.
અતિ ધીરતા મનમાં ધરજો, માત પિતાની શેવા કરજો;
સધ સુખદ સેવામાં ફલ છે ખરૂં રે, પ્રીય.
ખાન પાન ખુશીથી કરજો, પ્રભૂ ચરણમાં પ્રીતી ધરજો;
સાચવજો શિયળ હું પંથે પરવરૂં રે. પ્રીય.
પત્ર લખજો પુરણ પ્રીતે, ઉત્તર લખીશ હું કુળની રીતે;
વાંચી પરસ્પર વિયોગ દુઃખ થાશે ધરૂં રે. પ્રીય.

માટેજ મારા વચન ઉપર વિશ્વાસ રાખી દિવસ નિર્ગમન કરજો હવે હું જાઉંછું (ઝવેરચંદ જાયછે ને દાસી પ્રવેશ કરેછે)

**ગુલાબ**—બાઈ સાહેબ આપ વધારે દિલગીર છો તેનું કારણ શું?

**ગુણસુંદરી**—દાશી પ્રાણનાથ દુર દેશ સિધાવ્યા, હવે હું કેમ દિવસ નિર્ગમન કરીશ.

**ગુલાબ**—બાઈ સાહેબ ધિરજ રાખો, આપના પતિનો જગતનિયંતા દીર્ઘાયુ કરશે અને તેમને પાછા જલદી લાવશે.

**ગુણસુંદરી**—પ્રીય સખી ગુલાબ તારૂં કેહેવું ખરૂં છે, પણ પ્રાણનાથ વિના એક ઘડી વર્ષ જેવી થઇ પડે છે. સાંભળ.

### સૈયર શું દુઃખ દાખવું.

પિયુજી વિદેશે સધાવીયા, એક ઘડી કલ્પ થાય;
સુક્રીત મારાંરે સુઇ ગયાં, વૃહ અંગ ન સમાય. પિયુ૦
હુંરે મોઝારી છું આ સમે, કાહાડ્યા પિયુને વિદેશ;
બોધ વચન મન જાણીને, કેતાં પિયુને અંદેશ. પિયુ૦

દિવસ નિર્ગમું હું કઇપેરે, ગુમાવ્યું ભવનાવ;
કરૂણાબ્ધી પ્રભુ આ સમે, રખાવજો પિયુ ભાવ. પિયુ૦
હાય હાય હવે શું કરૂં, ધિક ધિક મારૂં નામ;
આળપંપાળ મુકી કરી, જપું શ્યામનું નામ. પિયુ૦

ગુલાબ—બાઈ સાહેબ ધિરજ ધરો, તમારા પ્રાણનાથ કોમળ સ્વભાવના છે તે ત્વરાથી આવી, તમને સુખી કરશે. કારણ.

### બનજારા.

તમ સ્વામી સદા સુખદાઇ, મન ધીર ધરોને બાઇ;
મિથ્યા વેહેમ નહિં મન ધરશો, કોઇ વાતે ઉચાટ ન કરશો;
કંથ આવશે જાવે જાઇ, મન ધિર ધરોને બાઇ.
દેશાટણ કરવું એ રીત, તેથી થાય પુરૂષનું હીત;
તેમાં કોઇ કરે ન અદેખાઇ, મન૦
નિત્યે પતિ ચરણમાં પ્રીતી, ઇશ પુજો સતિની રીતી;
દિવસ નિર્ગમો ગીતા ગાઇ. મન૦
તમે ધર્મ પતિવ્રત જાણો, વિવિધશાસ્ત્રને પરમાણો;
જગ કીર્તિ રહેશે ફેલાઇ મન૦

ગુણસુંદરી—દાસી તારો ઉપદેશ યથોચિત છે ત્યારે હવે મારે આ વસ્ત્રાભૂશણ ધારણ કરી કોનું મનરંજન કરવું છે માટે

### આશામોડી.

વસ્ત્રાભૂષણ શું ધરીએ અંગે, બેની વસ્ત્રાભૂષણ શું ધરીએ,
હું રે અભાગીના પિયુજી વિદેશે, મિષ્ટાન પાન કેમ કરીએ. અંગે.
આંખમાં અંજન નાકમાં વાળી, પહેરી હવે શું ફરીએ, અંગે.
કંચન મય આ સાડી ચોળી, અંગે સજતાં હવે ડરીએ. અંગે.
તુળશી કંકણ ને દામની ને માળા ભાર જાણી હવે હરીએ. અંગે.

( શાસ્ત્રાનુસારેણ )

भूषासदं शुक धृतिः परगेहो पवेशनम्
ताज्यं हास्यादि चस्त्रिभिःपत्यौदेशांतरंगते ॥

અર્થ—સ્ત્રીઓએ પતિ પરદેશ હોય ત્યારે સારાં સારાં વસ્ત્ર, ઘરેણાં

ન પહેરવાં અને બીજાને ઘેર જવું આવવું નહીં રાખવું તેમ-
જ હાસ્યાદિક વિનોદનો પણ ત્યાગ કરવો.

દાસી હવે પિયુજી પ્રદેશ પ્રવાસી થયા માટે આ આભૂષણ ધારણ કરવાં યોગ્ય નથી તો તું મારે વાસ્તે શ્વેત સાડી લાવ અને આ તમામ આભૂષણ પેટીમાં મુકી દે. હું હવે મારો કાળ પતિની તથા ઇશ્વરની રટના કરવામાં કાઢીશ.

**દાસી**—બહુ સારૂ બાઇ સાહેબ હું આપની આજ્ઞા મુજબ કરૂંછું પરંતુ આપ સાંભળો.

**અભ્યાસ માંહે આઢળ.**

પતિ ચરનમાંહે પ્રીતી લાગી, તનમનથી સખી તારીરે. બાલાં.
વસ્ત્રાભૂષણનો ત્યાગ કરીને, રહેવું પતિવૃત ધારીરે,
તેથી આપની જગકીર્તિ વ્યાપે, અંતે થશો સુખકારીરે. પતિ.
પાંચ સતિ જે પૂર્વે કહેવાણી, સીતા ને મયકુમારીરે.
દ્રૌપદજી તારા ને અહલ્યા, તે સમ તું થઇશ નારીરે. પતિ.

**ચંપા**—બાઇ સાહેબ સ્નાન કરવાનો વખત થયો છે માટે પધારો. (જાય છે.)

---o---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ—બુલબુલખાંનું ઘર.**

**પાત્ર—બુલબુલખાં ને ઝવેરચંદ.**

**બુલબુલખાં**—(ઝવેરચંદને આવતો જોઇ) આયે મહેરબાન ઇતની જલદી કયું હે. ખુશ તો હો મીઝાજ અચ્છા હે. (ખુરશી બતાવીને) બેઠીયે.

**ઝવેરચંદ**—મિત્ર તમારી કૃપાથી હું ખુશીમાં છું.

**બુલબુલખાં**—નહિંજી આજ આપ ઉદાસ માલૂમ હોતે હો ઉસકા સબબ કયા ?

**ઝવેરચંદ**—ના, મને કાંઈ નથી એતો તમને અમસ્તું લાગે છે મિત્ર આપની પાસે જાવે જવાની રજા લેવા આવ્યો છું ત્યાંથી કાંઇ મંગાવવું હોય તો મને કહો કે આપને માટે લેતો આવું.

**બુલબુલખાં**—અરે ઝવેરચંદ યે તુમ કયા બાત કરતે હો. તુંહારે જાવે જાનેકી કયા જરૂર. તુહારા બાવાકી પાસ ખુદાકી રેહેમસે

પૈસા બહોત હે.

ઝવેરચંદ—મિત્ર એતો ખરૂં છે પણ મારો વિચાર આપ કમાઇ કરવાનો છે માટે.

બુલબુલખાં—(નિસાસો મુંકીને સ્વગત) યા ખુદા પરવર દિગાર ક્યા બાત (ખુલ્લેથી) દોસ્ત તુજકું આપ કમાઇ કરનેકું કોન કહતહે.

ઝવેરચંદ—એ બાબત વધારે ચલાવવાની શું જરૂર. કોઈએ કહ્યું નથી. આપ મેહેરબાની સાથ રજા આપો એટલે બસ.

બુલબુલખાં—ઝવેરચંદ યે દોસ્તીકી રીત નાંહીંહે જો હોવેસો સચ્યા કહના ચૈયે.

ઝવેરચંદ—મિત્ર એકવાર હું તથા મારી સ્ત્રી બેઠાં બેઠાં ઈશ્વરલીલા જોતાં હતાં તેવામાં એક ગરીબ બ્રાહ્મણ ટેલ નાંખતો નાંખતો આવ્યો, તેનાપર મને દયા આવવાથી મેં તેને મારા હાથનાં બંને સડલ કાઢી આપ્યાં. આ મારી સ્ત્રીએ દીઠું ત્યારે તેણે મારા ભલાને માટે શીખામણ દીધી જે પૈસો પેદા કરનારને કેટલી મેહેનત પડી હશે માટે દરેક વાતમાં વિચાર રાખો તો સારૂં આવાં તેનાં વચન સાંભળી મારો વિચાર સ્વકમાઈ કરવાનો થયો છે તેથી.

બુલબુલખાં—ઇસકે લીયે આપ જાવે જાતે હો યે ક્યા બાત. દોસ્ત ઘરમેં ઓરત બી કોઈ વખત બોલ જાવે તોભિ ક્યા.

ઝવેરચંદ—આથી મારી ઓરત ઉપર મને રોષ બિલકુલ નથી મિત્ર હવે હું રજા લઉંછું મારા ઘરની સંભાળ રાખજો. માત પિતાની ખબર લેતા રહેશો. આપવિના ઘરની ભલામણ આપવા મારે બિજું કોઇ નથી.

બુલબુલખાં—ઝવેરચંદ આપ ખુશીસે સીધારીએ. આપ ઈસતરફ કુચ્છ ભી ફિકર અંદેશા બીલકુલ નાહી કરના, ક્યું કે આપકા જો માતપીતા હે વો મેરેહી માતપીતા જૈસે સમજતા હું ઓર આપકી ઓરત ગુણસુંદરી હે ઉસકુ મેં મેરી સગી બેણ જેસી સમજતાં હું આપ ઉધર બે ફીકરસે વેપાર રોજગારમે મશગુલ રેકર પિછે જલદી આના ઓર મેરેવાસ્તે અગર હો શકે તો કટાર, તલવાર, બરછી, ઉમદી મીલે તો લેતે આના (બંને જણા હાથ મીલાવી જાય છે.)

## અંક બીજો.

| | | | | |
|---|---|---|---|---|
| નાશરૂદ્દીન | ... | ... | ... | દિલ્લીનો બાદશાહ. |
| કાજી | ... | ... | ... | ધર્મ ગુરૂ. |
| દરીયાખાં | ... | ... | ... | બા. નો શાળો. |
| મહમદખાં | ... | ... | ... | એ શિપાઇ |
| ચોપદાર | ... | ... | ... | નકી પોકારનાર |
| સિપાઇઓ | ... | ... | ... | તાબેદારી ઉઠાવનાર |
| કેશર | ... | ... | ... | ગાલણ. |
| વિદુષક | ... | ... | ... | મશકરો. |
| ગુણસુંદરી | ... | ... | .... | ઝવેરચંદની ઓરત |
| ગુલાબ | ... | ... | ... | *દાસી. |
| ચંપા | ... | ... | ... | દાસી |
| માનકુંવર | ... | ... | ... | ઝવેરચંદની મા. |
| મોતીચંદ | ... | ... | ... | ,, બાપ. |

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—(દિલ્હીમાં નાસરૂદિન બાદશાહની કચેરી.)**

**પાત્ર—બાદશાહ, કાજી, દરિયાખાં, બુલબુલખાં, મહમદ-ખાં, ચોપદાર સિપાહીઓ વિગેરે.**

**સ્થળઃ**—દિલ્હીમાં નાસરૂદિન બાદશાહની કચેરી.

(કચેરીમાં સર્વ જણ બેઠા છે તેવામાં ચોપદાર.)

આફતાબે ઓગરો દોલત તાબાં વદરખશાબાદ.

(ત્યારબાદ સર્વની અનુક્રમે ચોપદાર સલામ કરાવેછે.)

**બાદશાહ**—ક્યું દરિયાખાં ખુશતો હો.

**દરિયાખાં**—હજુર આપકી મહેરબાનીશે હરહમેશ ખુશીમે રહેતા હું.

**બાદશાહ**—અચ્છા દરિયાખાં અબ રાજકા બંદોબસ્ત કીસ તરાહસેં ચલતાહે વો જલદી જાહેર કરો.

**દરીયાખાં**—ખુદાવીંદ. પરવર દીગાર. આપકો સલામત રખે આપ કે ઇકબાલસે તમામ રઇઅત સાદો આબાદહે સબ છોટે બડુ કો દીનરહ ઓર રાતસુ બરાન હે.

**બાદશાહ**—શાહબાશ દરીયાખાં શાહબાશ એસાઇ બંદોબસ્ત રખના ચાહીએ કે જીસશે અમીરસે લેકર ગરીબ તક ખુશી રહે.

**બાદશાહ**—ક્યું કાજી સાહેબ ખુશતો હો.

**કાજીઃ**—જહાંપનાહ આપકે એકબારસેં ઓર ખુદાકી મહેરબાનીસેં હમેશાંહ ખુશી મેં રહતા હું.

**વિદુષક**—શા માટે ધાંધીયાં ઠોકો છો કેને કે હવે મારા હાથમાં સત્તા આવી છે તો સોગણુ તેલે મારી આંખાકુ હો બિજું નાંહીં.

**બાદશાહ**—કાજી સાહેબ ઇનસાફમે તો કુચ્છબી ખામી નાંહી હે રૈયતકું હર હમેશ અદલ ઇનસાફ દેના ઉસ્મે ખામી નહિં હોની ચેયે.

**કાજી**—બંદેનિવાજ ઇસ્મે આપકું કુચ્છબિ ફરમાના નાંહીં પડે ઐસા કામ ચલાતા હું. ગેર ઇનસાફ કયા ચીજ હે વો મે ખુદ

નાંહી સમજતા હું હજુર. સારી રૈયતકુ અદાલતકા ફેસલા બ-રાબર મિલતા હે.

**વિદુષક**—સાહેબ કાજીના ઈનસાફમાં શું કહેવું! ચોર છૂટી જાય ને શાહુકાર ગાર્યો જાય. સાંભળો.

### કેરબો.

આજે કાજીનો ઇનસાફ દેખ્યો નજરે ગારીરે;
દેખ્યો નજરે (૨) આજે.
કાજી બેઠા દાઢી ચોલે કહેતાં લાગે ખોટું,
અલ્પ ગુનામાં ફાંસી આપે કામ કરેછે મોટું. આ૦
હંસ સરીખી ચાલ ચાલી ફલાફલાં પગ નાંખે;
પડખે ચડી કોઇ લાંચ દે તો ઝટ લેને રાખે. આ૦
દરેક વાતે કાજી મારા કરેછે હાજી હાજી.
મોઢે મીઠું બોલેછે પણ હૈયામાં છે પાજી. આ૦
ચીભડા ચોરને સજા કરવા બોલેછે તે ગાજી.
રાંડ સરીખા કાગા જોઇને ગરીઆંગ બીણી લાજી. આ૦

**બાદશાહ**—કાજી સાહેબ એસા હે તો મેં તમારેપર બોહોત ખુશ હું.

**વિદુષક**—બાદશાહ સલામત જો કાજી સાહેબને સાચે ખોટે ભર-માવે ભૂલ ખાના હજુ કાલ સવારે એક જણ પાસેથી ૧૦૦ દોકડાની લાંચ લઇ છોડી દીધો હતો. કાજી સાહેબને તો ખુદાએ ન પહોંચે.

**કાજી**—વિદુષક ચૂપ બેઠ કયા ગડબડ લગાતા હે. કયા હમેરી સફે-તાઈમેં ધુળ ડાલતા હે. મેંને કબ લાંચ લીહે.

**વિદુષક**—(મુઠી બતાવી) કાજી સાહેબ આગ રાખો, બાંધી મુઠી લા-ખની ઉઘાડી વા ખાય.

**બાદશાહ**—બુલબુલખાં રાજકી મહેસૂલમેં કુચ્છબી અડચણ નાંહી આતીહે ને.

**બુલબુલખાં**—હજુર સબ મેહેસૂલ બરાબર વસૂલ કરતા હું ઊસમે કુચ્છબી તફાવત નાંહી આતા.

**બાદશાહ**—શાહાબાશ બુલબુલખાં મેં તંગકુ દેખ કે બહોત ખુશ

હોતા હું તુમણી તુમારે બાપુકી માફીક નિમકહલાલીસેં નોકરી બજાતે હો સો મેં તુમારે પગારમેં આજસેંથી એક સોકા બધારા કર દેતા હું ઔર જીસ બખત મેરા કામ હોવે ઊસ બખત તુમ ખુશીસેં આનાં તુમારે વાસ્તે આજસે સદર પરવાનગી હે.

**બુલબુલખાં**—જીનાબ આપતો કદરદાન હો મેં તો આપકા હુકમ બજાલાતા હું ઉસમે કુચ્છ કમ અદા નાંહી કરતા હું હજુર.

**બાદશાહ**—સૈન્યાધીપતિ સૈન્યકા બંદોબસ્ત બરાબર રખનાં ઉસમેં કુચ્છ ખામી નાંહી આની ચૈયે.

**સૈન્યાધિ.**—જીનાબે આલી. આપ તાબેદાર કો ફક્ત લશકર કે બનદોબસ્ત કે વાસ્તે પગાર દેતે હે ઓસ કામમે મેરે તરફસે બીલકુલ ખામી નહીં લાઇ. ઇમાનદારીસે નોકરી બજાકર લશકરકો હમેશાં આબાદ રખા કરતા હુ.

**વિદુષક**—બાદશાહ સાહેબ આ સૈન્યાધીપતિને પૂછો કે જન્મીને કેટલીવાર સાચું બોલ્યા છો હજુતો સિપાઈઓ પગાર માટે રાડુ દેછે કાલ હજી ભાઇ શિકારે પધાર્યા હતા ત્યારે તલવાર તો મિયાનમાંથી નિકળતીએ નહોતી આવોતો હથિયાર નો બંદોબસ્ત રાખેછે ને કહે છે કે હું બરોબર બંદોબસ્ત રાખું છું કેમ સૈન્યાધીપતિ ખરૂં કે ખોટું?

**સૈન્યાપતિ**— વિદુષક તુમ તેરી બદમાસી છોડદે નાહીંતર જરૂર મારૂંગા

**વિદુષક**—સાચું સગી માનેય ન ગમે ભાઇ સાહેબને ખરૂં કીધું તો મરચાં લાગ્યાં

**કાજી**—હજુર અબ નિમાજકા બખ્ત હો ગયાહે

**બાદશાહ**—બહોત અચ્છા ચલીયે

(કચેરી બરખાસ્ત. સૌ જાયછે ને પડદો પડેછે).

---

## પ્રવેશ ૨ જો

**સ્થળ**—ઝવેરચંદના ઘર પાસેનો રસ્તો

**પાત્ર**—દરીયાખાંને મહમદખાં અને

(ગુણસુંદરી પોતાની મેડીના ગોખમાં બેઠી છે તે નજરે પડતાં)

**દરિયાખાં**—અબે મહમદખાં યહ મેહેલ કીસ્કા હે.

**મહમદખાં**—યહ મેહેલકા માલીક નગરશેઠ મોતીચંદકા હે.

**દરયિાખાં**—બહોત અચ્છા મોતીચંદ ઈધર રહેતાહે

**મહમદખાં**—હાં હજુર વો ઇધર રહેતાહે વો બડા પૈસાવાળાહે.

**દરિયાખાં**—મહમદખાં વો બારી બડી ગુલબદન નાજુક ઓરત બેઠાથી વો કોન હે.

**મહમદખાં**—હજુર વો ઔરત મોતીચંદકા લડકા ઝવેરચંદકી ઓરતહે

**દરિયાખાં**—ઝવેરચંદ ઇધર હે.

**મહમદખાં**—નાંહિ જીનાબ વો કમાંનેકે વાસ્તે જાવે ગયાહે.

**દરીયાખાં**—વો જાવા યહાંસે કેતના દૂર હે વો ઝવેરચંદ થોરી મુદત મેં આયગા કે કયું.

**મહમદખાં**—જાવા યહાંસે બહોત દુરહે ઝવેરચંદ ઇધર આવે તબ સમજના કે આયા કયું કે ઐસા કહા જાતા હેકે જો સખ્સ જાવે જાતા હે વો ફિર લોટ નાંહી શકતાહે.

**દરીયાખાં**—તબતો બહોત અચ્છા મહમદખાં વો ઔરત કેસી ખુબસુરત હે.

**મહમદખાં**—જીનાબ મેરી બેટીકી ખુબસુરતીકી કયા બાત ઐસી તો મેને મેરી જીંદગીમેં નાહી દેખી હે.

**દરીયાખાં**—મહમદખાં તુમજો મેરેકું એ નાજની લાદે તો મેં હરગીઝ ઐસાનમંદ રહે કર તુજે બોહોત ઈનામ દઊંગા.

**મહમદખાં**—હજુર વો કામ મેરેસે હોનેકા નાહીં હે ( પોતાના હથીયાર આપીને ) નોકરીમેં રખનેકી મરજી હોવે તબ રખો હજુર.

**દરીયાખાં**—અચે મહમદખાં એતના ગભરાતે ક્યા હો.

**મહમદખાં**—વાંહાંકુચ્છ ખાનેકા કામનહીં હે વાંહાં એસાતો ચોકી પહેરા હે કે, મેં તો ક્યા મગર પરંદા આવે તો બી અંદર ધુસને નાહી પાવે મેં યેહ કામ કરને વાલા નાહી હું ક્યું કે મેં વાંહાં જાઊં તો મેરા કામ હોજાવે (મારી નાખે). ફેર ઘરમે મેરે પિછે મેરી પ્યારી શીર પટકકર જાન નિકાલ દેવે વાસ્તે મેં તો જાતા હું ઔર તુંમારી નોકરી આજસેં છોડતા હું.

**દરીયાખાં**—મહમદખાં ખડારે મેં તુજકું વહાં નાહી ભેજુંગા લેકીન તુમ કુચ્છ દુસરા ઇલાજ તો બતલાવો કે ઉસ્કેલીયે ગુલબદન મેરે હાથ મેં આવે.

**મહમદખાં**—હજુર વો કામ આપને શહેરકી માલન કેસરસેં હોવે તો હોવે કયું કે વો ઉધર ફુલ દેનેકે વાસ્તે જાતી હે ઓર વો બડી ચાલાક હે.

**દરિયાખાં**—સાહાબાશ મહમદખાં સાહાબાશ તુમને બડી અચ્છી તદબીર નીકાલી મેં વો કેશર માલનકુ હરદમ તરહસે પિછાનતા હું ઉશને મેરા એશા બહોત કામ કીયે હે તુમ ઊસકુ જાકે બોલવાઓ અબ મેં ઘરૂં જાતા હું.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ.**—દરિયાખાંનું ઘર.

**પાત્ર**—દરિયાખાં પછીથી મહમદખાં ને માલન.

(દરીયાખાં એકલો ફરતો ફરતો વિચાર કરતો ગાય છે).

પ્યારી નજરે દેખીને.

પ્યારી નજરે દેખીને થયો છું ઉદાશ,
ચંદ્રવદનીએ કાળજું ભેદ્યુ, નાખ્યો છે મોહનો પાસ. પ્યારી.
કામ કાજ મુને સુજે નહીં ને, થયું છે મન ઉદાશ. પ્યારી.

અવયવ એનાં નજરે આવે છે, નાસી પેઠી છે અવાસ; પ્યારી.
ચપળાંગીને મળવું મારે, જેવું એકાંતે એનું આસ્ય. પ્યારી.

અહાહા! અબતલક મહમદખાં માલનકું લેકર કયું નાંહી આ-યા ફિર ફિરકે થક ગયા, અબ કયા કરૂં વો દિલોજાનકા પતા મેરેકું નાંહી મીલે તબ યહ જીંદગી અકારત હો જાયગી (એમ કહી ખુર-શી ઉપર બેસે છે તેવામાં મહમદખાં માલનને લઇને આવે છે.)

**મહમદખાં**—બંદગી હજુર યહ માલન આઇ.

**દરિયાખાં**—બેઠાએ મહમદખાં (કેસરને) કયું કેસર હૈ તો મઝેમે અબ મુજપર મહેરબાની કુચ્છ કમતી કરદી કે કયા? કો દિન આતે જાતેભી નહીં કયા તુજકું લાઝીમ હે.

**કેશર**—સાહેબ મુજ જેવી ગરીબ કંગાલને આટલા બધા માનસા-થ બડાઇ આપવી અયોગ્ય છે સરકાર આ દાસીને જે હુકમ બતલાવો તે શિરતાજ કરવા તૈયાર છે.

**દરિયાખાં**—કેસર મુજકું તેરે પર બોત મોહબત આતી હે ઔર તુ-જકું દેખકે મેરા દીલ ખુશ હોતા હે.

**કેશર**—માલિક તે બધું હું સમજુ છું વધારે કહેવાથી શું.

**દરિયાખાં**—પ્યારી કેસર તેરી એક કામમે મદદ ચૈતી હે વો મદદ મેરેકું દેગી

**કેશર**—હજુર આપનું કામ કરવાને મેં કોઇ દિવસ ના પાડી છે જે હોય તે ખુશીથી ફરમાવો કદી મારો પ્રાણ માગો તોપણ દેવા તૈયાર છું પછી શું?

**દરિયાખાં**—સચ સચ મુજકું તૈરી ઐસીજ ખાત્રી હે કેસર મને સુનાદે કે તુમ મોતીચંદ શેઠ કે ધર ઉસ્કા લડકા ઝવેરચંદકી ઔરત પાસ ફુલ લે કે હરદમ જાતી હો ઉસલીએ તુમારી જ-રૂર હે.

**કેશર**—તે શું જે કહેવું હોય તે કહો વાર શા માટે કરો છો.

**દરિયાખાં**—પ્યારી કેસર તુમ મેરી દિલોજાન હે ઉસ્કે લીયે યેહમેરા ખાનગી બિચાર કરતાહું વો દુસરાકું માલુમ નાંહી હોનાચૈયે

**કેસર**—શા માટે અચકાઓ છો મારી પાસેથી બીજે વાત જાય

ખરી જે કહેવું હોય તે કહોને.

**વિદુષક**—વાગશે ત્યારે વગડે સંભળાશે; કેહેવાની શું જરૂર છે. તું તારે ગાયુ એક કોર મુકી ગાણુને.

**દરિયાખાં**—કેસર વો ગુનસુંદરીકું સમઝાય કે મેરી પાસ એક દફે લાદે જબ મેં તેરા એહેશાન, કભી ભુલનેવાલા નહીં હું ઓર તુજકું બહોત જર દેઉંગા.

**કેશર**—(સ્વગત) મારા મનથી હું જાણુતી હતીકે, કાંઇ નજીવી વાતમાં મોતીચંદ શેઠના ઘર બાબત પૂછપરછ કરે છે પણુ આતો ખરેખર અંતનો વખત આવ્યો. હવે તેનું કરવું કેમ. (વિચાર કરીને) હા ઠીક તેમજકરૂં માંડી વળાય તો સારૂં નહિંકે, પછી નશીબ! (ખુલ્લેથી) ખાવીંદ એ કામ ઘણું કઠણુ છે તેના ઘરમાં અતિ સખત ચોકી પહેરાનો બંદોબસ્ત છે. વળી ગુણુસુંદરી કોઇની ફસાવી ફસાય તેમ પણુ નથી.

**દરિયાખાં**—પ્યારી ચાય એસા પ્રપંચ કરકે મેરેકું વો પરી પેહેકર ગુણુસુંદરીકી મુલાકાત કરવાદે, નાંહી તો મેરા ઉસબીના જાન નિકસ જાયગા.

**કેશર**—સાહેબ આપની આ અગાધ ઉત્કંઠા છે તો ભલે, હું.આપની ખાતર સર્પના દરમાં હાથ નાંખીશ પણુ.

**દરિયાખાં**—પ્યારી પણુ પરંતુ કરકે, વખત કયું ગુમાતી હે.

**કેશર**—( વિચાર કરીને) માલીક આવતી કાલે ફુલ લઇને જઇશ પછી મિલાવીને વાત કરીશ મારા ધારવા પ્રમાણે તમારૂં કામ કરી આપીશ કેમ હવે ખુશ થયા હું રજા લેઉંછું.

**દરિયાખાં**—(ખુશી થઇ) કેસર ખુશીસે એસાજ કરનાચેયેએ, મગર મુજકું યેહ બાતકી ખબર જલદી દેનાં.

**વિદુષક**—હાં. કેશર શા પાડ છે.

**કેશર**—પિટયા તારો ઓશલો કુદું મારૂં નામ ના દઈશ.

**વિદુષક**—વાહ! વાહ! ધણીઆણીનું માન વધ્યું લાગેછે, વળી મોરાથી ચેરો કેવો આબેહુબ દેખાય છે, પાણુ કહું છુંકે,

આલી જવા દે.

**કેશર**—બોલતાં કાંઇ બેકેછે. આલી કેને કહેવાય? જાવા શું દેવુંતું.

**વિદુષક**—તને કહેવાય. બિજા કોને? દરિયાખાં મળ્યા એટલે ફાવી કાં? પણ જો હું તારા સારા માટે કહુંછું? સિંહને છેડવામાં માલ નથી, માટે તું તારે તારૂં કામ કર્યે જા. જરની લાલચે આધી પાછી જવા દે, તારી પંજરી ખંડાશે તો મારો ભાઇ રંડાશે, દરિયાખાં ભાંડાશે અને આ બંદા લાડુમાં મંડાશે.

**માલણ**—જાયરે આ પિટ્યા કાગડાને ક્યાંથી ખબર પડેછે.

**વિદુષક**:—તારા જેવા પાસેથીજ તો. જા મોટી ભાડમાં પડ મારે શું બંદા તો આ ચાલ્યા.

(બંને જાયછે ને પડદો પડે છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ગુણસુંદરીનું ભૂવન.

**પાત્ર**—ગુણસુંદરી, ગુલાબ, ચંપા, અને પછીથી કેશર.

(ગુણસુંદરી બેઠી ગીતાનો પાઠ કરે છે તેવામાં કેશર પ્રવેશ કરેછે)

**કેશર**—( પ્રવેશ કરીને ) બા સાહેબ ખુશી તો ખરાં, હું આપને વારતે આ વિવિધ પ્રકારના પુષ્પોના હાર, ગજરા કલંકી તથા ગુચ્છી વીગેરે લાવી છું તે આપ લ્યો.

**ગુણસુંદરી**—માલન, મારા પતિ આજ ત્રણ વરસ થયાં પરદેશ પધાર્યા છે, તે દિવસથી બધી સુગંધમય વસ્તુનો ત્યાગ કરી, પતિ નામની રટણામાં, મારા દિવસ નિર્ગમન કરૂંછું એટલે પુષ્પને શું કરૂં.

**કેશર**—(દાશીને) ગુલાબ, મારાં પૂષ્પો અવસ્ય અંગીકારનું કરવાં જોઇએ. તું બાઇ સાહેબને કહેને.

**ગુલાબ**—માલન, મારી બાઈ સાહેબ પતિવ્રત ધર્મ પાળે છે એટલે આ વખત હુંથી સૂચના થઇ શકે તેમ નથી. તોપણ તારા માન ખાતર હું અર્જ કરૂં. ( ગુણસુંદરીને ) બાઇ સાહેબ આ

આ માલન પૂષ્પ લઇ આવી છે, તેનો કાંઈ આપને ખપ છે ખરો ?

ગુણસુંદરી—ગુલાબ પુષ્પોનો તો ખપ દર હમેશ હોય, પણ જો,

મેવાડો.

મારી શાણી બેની શુણરે, આ પૂષ્પો શું કરૂં;
આ પુષ્પો શું કરૂં, આ પુષ્પો શું કરૂં, મારી શાણી૦ ટેક૦
જાઇ જુઇ ચંબેલી પર, નથી મુને કાંઈ પ્યાર;
માલન પુષ્પો લઈને આવી, વિવિધ જાતી આ વાર. આ૦
કંથ વિદેશી થયા વિશેષે, શું કરૂં હું હાર;
ચંબેલીને માલતીના પર, પ્રીતી નથી લગારરે. આ૦
હુંરે અભાગી અબળા જાતી, પડી છઊં આ એકાંત;
વખતો વખત તુજ વેણે કરીને, મનમાં થાઊં શાંન્તરે. આ૦

માટે કરી તું માલણને કહે કે હાર, ગુચ્છ, ગજરા પાછા લઇ જા, મારા પ્રીય પ્રાણનાથ સિવાય આ પુષ્પોનો ઉપભોગ કરવાની હું નથી.

કેશર—(પ્રત્યક્ષ આવીને) સુન્ન બેહની, આપના દુઃખનો અંત જણાતો નથી, આપનું યૌવન વૃથા ચાલ્યું જાયછે, તે જોઇ મને તો બહુ લાગેછે.

ગુણસુંદરી—માલણ તને બહુ લાગવાનું કારણ શું ?

માલણ—જૂઓને બા, તમારા પતિ પરદેશ ગયા છે, તે તો ત્યાં ખાઈ પીને ચમનમાં દીવસ કાઢતા હશે. અને તમે તો આંહીં તમારૂં શરીર લોહી બાળી સુકાવો છો, તે શું બહુ ન લાગે વારૂ ?

ગુણસુંદરી—માલન, પતિવિના મોજશોખ કરવો તે શું સ્રીનો ધર્મ છે ? તું શાસ્ત્ર જાણેછે ? જો.

सभर्तृकाभिनारीभिः सेव्यः स्वपतिरीशवत् ॥
अंधोरोगीदरिद्रोवाशंढोवाच्यनं दुर्वचः ॥

પતિવાળી સ્રીઓએ પોતાના પતિને ઈશ્વર જાણીને સેવા બજાવવી. આંધળો, રોગી, દરિદ્ર, નપુંસક હોય તો પણ કટુ વચન

હે કેહેતાં ઇશ્વરની માફક સેવા કરવી.

ાર—બાઇ સાહેબ, આ જગતમાં તમારા પતિ ઝવેરચંદ જેવું નિર્દય બીજું કોઇ નહિ હોય. જૂઓને તેઓ, આવી તમારી ભરપૂર જુવાનીમાં, એકલાં મૂકી પરદેશ ગયા અને આંહી તમારે પતિવિના શું શું વેઠવું પડેછે તેનો તેમને વિચાર નહિ આવતો હોય ?

ુસુંદરી—માલન, મારા પતિના સ્વભાવથી તું અજ્ઞાન છે. મારા પતિ પરદેશ ગયા તેમાં કાંઇ તેમનો દોશ નથી. વૃથારોપ, મારા પ્રાણરક્ષક ઉપર નહિ મૂકીશ. મને વ્યાધી થતી હોય, અને તેમને સુખ મળતું હોય, તત્રાપી તારે બોલવાની જરૂર નથી, તારી જીભ વશ રાખી રસ્તે પડ.

ાર—બાઇ સાહેબ, રીશ શા માટે કરોછો. ગુસ્સો ન લાવો, હું તો પની દેહદમન સ્થિતી, જોઇને કહુંછું.

ુસુંદરી—વાચાલણી, તારે મારી સ્થીતિની શી ગરજ પડી છે. મારા પતી જેવા આ દુનીયામાં કોણ દયાળું છે. સાંભળ,

## લાવણી.

છે દયાવંત, (૨) વળી દીલમાં રહેમ વિશેક,
તે ગુણસાગરના પારને, કેમ પહોંચે તુજ સમ ભેક.
તું બંધકર, (૨), જીબાન તારી કુર;
રોમાંચિત મમ ઉછળે, તું થાને અહીંથી દૂર.
તુજ મર્મ વચન (૨), વળી કાન કટુને વામ;
જે પતીની નિંદા સાંભળે, તે સ્ત્રી જાતીમાં વામ.
તું પુષ્પ મિષ (૨), નહીં આવીશ મુજ ભુવન;
આ અન ઉચીત સીખ આપતાં, ગુમાવીશ તારૂં તન.
મુજ એક વૃતિ (૨), વળી પતી ચરન મન લીન,
કનક ભકતીને ટાળવા, જેમ ટાંપે બગ જોઇ મીન.
તેમ તારી ઈચ્છા, (૨) જોવામાં આવે આવાર;
શબ્દ બંધ તારા કરી. તું જલ્દી જા ઘરબાર.

માલન, તું મુંગી મુંગી મારા ઘરથી બાહાર નીકળી જા. મારે

તારૂં તેમજ તારા પુષ્પનું કાંઇ કામ નથી.

**કેશર**—બાઇ સાહેબ, તમે ગુસ્સે શું કરવા થાઓ છો. હું તો તમારા ભલા માટે કહુંછું. આપની વય નાની છે, અને તમે કોઇ દિવસ બાહાર નીકળ્યાં છો કે તમને આ દુનિયાની મોજત તેમજ સુખ દુઃખની ખબર પડે ? તે તો મારા જેવી બાહાર ફરવા વાળીનેજ ખબર હોય. માટે તમારે પણ આ દુનિયાનો અનુભાવ મેળવવો જોઇએ.

**ગુણસુંદરી**—મારૂ મારે દુનિયાના અનુભવની કાંઈ જરૂરનથી. હું તો તત્વજ્ઞાને કરી, પતિ નામની રટણામાં, મારા દિવસ નિર્ગમન કરવા વાળી છું.

**કેશર**—બાઇ સાહેબ ! દુનિયાના અનુભવની આપને ખબર નથી ત્યાં સુધી, ઝવેરચંદ જેવા ઢોરમાં મન લાગ્યું છે, પણ જ્યારે હીરાનો અનુભવ લેશો, ત્યારે ઝવેર ભૂલી જશો. આ રાજ્યમાં દરિયાખાં કરીને એક ખુબસુરત હીરો છે તેની કોઈ દિવસ પારખ કરી છે ? એક વખત કસોટી કાઢી જુઓ ને પછી મને કહો.

**ગુણસુંદરી**—(સ્વગત વિચાર કરેછે).

**याकामेनान्यपुरुषंयोपाभिसरतिक्वचित् ।**
**साखरीसप्तजन्मानिनरयांतेऽतिरुग्भवेत् ॥**

**અર્થ**—જે સ્ત્રી, કામે કરીને કોઈ વખત અન્ય પુરૂષથી ગમન કરે છે, તે સ્ત્રી અંતે નર્કાધિકારી થાય છે, અને સાત જન્મ સુધી ગધેડી થઇ અતિ દુઃખ પામે છે.

( શાસ્ત્રાનુસારેણ )

**श्लोकः**

**रुपयौवनयुक्तस्यगुणिनोन्यनरस्यतु ।**
**प्रसंगोनैवकर्त्तव्यस्ताभिःसाहजिकोपिच ॥ १ ॥**

**અર્થ**—કોઈ અન્ય પુરૂષ, રૂપવાન, યુવાન અને ગુણવાન હોયતો-

પણ સહજ સ્વભાવે, સ્ત્રીએ તેનો સંગ ન કરવો.
(અને વળી કહ્યું છે કે)

नरेक्ष्यनाभ्यूरुकुचानुत्तरीयानचोभवेत् ।
साध्वीस्त्रीनचभांडेक्षाननिर्लज्जादिसंगिनी ॥ १ ॥

**અર્થ**—પતિવ્રતા સ્ત્રીએ, નાભી, જંઘા, અને છાતી અન્ય પુરૂષ દેખે, તેમ ન વર્તવું. અને વસ્ત્ર ઓઢયા વિના, ખુલ્લે શરીરે નિર્લજ્જ તેમજ સ્વૈરિણી, કામની, પુંશ્ચલી જેવી સ્ત્રીની માફક, નહીં ફરતાં ભાંડ ભવાઇ ન જોવી.

ગુણસુંદરી—(આશ્ચર્યથી) આહા હા !!! આવી શાસ્ત્રની મરીયાદ છે. છતાં આ દુષ્ટણી મુને ધર્મથી પાડી નાખવા ઇચ્છે છે. તો આવાં નિર્લજ્જ ને શું કરવું અરે ! આ કુટણીને બે વચન કેવા તો ખરા. કારણ ફરીથી આવું કુટીલતાપણું કરતાં અચકે (અતિ ક્રોધથી), અરે દુષ્ટણી, દુરાચાર પ્રદર્શીની, વ્યભિચારણી, લંપટ, ઘાતકી, તારી જીભ સડી કેમ પડતી નથી. ને તારા શરીરના કટકા કેમ થતા નથી. અરે તને ક્રુર પક્ષિઓ ચાંચથી પ્રહાર કરી, કુતરાંઓ તને કેમ ભક્ષ કરતાં નથી. અરે કુટણી, તું મને એવી દુષ્ટ શિખામણ આપી, મારૂં શિયળ ભંગ કરાવવા આવતાં તને રસ્તામાં સર્પે ડંશ કેમ નહિ કર્યો. અરે વનચર ધિક્કાર છે તુને, તારાં માતપિતાને અતિશય ફિટકાર છે, કે તારો દુષ્ટણીનો પ્રસવ્ન કર્યો. નિર્ભાગણી કોઇ દિવસ શિયાળના પંઝામાં સિંહ આવે. તું તારૂં કાળું કર, દુષ્ટા અહીંથી તારા જીવનો ખપ કરતી હું તો ચાલી જા. વળી કહુંછું તે સાંભળ.

ઇંગ્રેજી રાહ.

દુષ્ટણી તું જલદી અહીંથી, જા તારા આવાસમાં;
નિકર પ્રાણહાણ તારી, થાશે જોતાં હાલમાં.—દુષ્ટણી.
વ્યંગ વચન કહીને મુને, દબાવે તું દાબમાં;
ચક્ષુ શ્રવા મુગટમણી, કેમ આવે એ હાથમાં.—દુષ્ટણી.
સિંહ મુખ વાળ કદી, આવે ન પંખી ફાળમાં;

કૃપણુ ધન જેમ હોય, તેમ હું આ કાળમાં.—દુષ્ટણી.
ફિટ ફિટ તુંને સ્રિયા, ધિક તારી જાતમાં;
ભોળી ભામીનીને ફસાવવા, જનમી ઉદર માતમાં.—દુષ્ટણી.
(માયા બાદ પાટુ મારીને), ચાલી જા આંહીથી દુષ્ટા, ચંડા-
લણી, તારૂં મુખ મને નહિ બતાવીશ. (દાસીને), ગુલાબ એ અધ-
મ રાંડને અડવાથી, મારૂં અંગ અપવિત્ર થયું. માટે ચાલ મને નવરાવ.
ગુલાબ—બહુ સારૂં, બાઇ સાહેબ, પધારો. (જાયછે)(પડદો પડેછે).

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—દરિયાખાંનું ઘર.

પાત્ર—દરિઆખાં, કેશરમાલણ, ચંપાદાસી અને વિદુષક.

માલણ—[પૂકાર કરતી અને લૂલી લૂલી ચાલતી આવતી કહેછે] અરે મારાં તો હાડે હાડ ભાગી ગયાં. મારૂં માથું ફુટી ગયું, મારા બાપરે.

દરિયાખાં—માલન, તેરેકું કયા હુવા. અચ્છા તુમ ગુણસુંદરીકા કયા ખબર લાયે ?

વિદુષક—ઠીક આ તો મતલબનીજ યારી છે. માલણ બીચારી માર ખાઇને આવી તેનું તો કાંઈ પૂછતો નથી ને પાધરો ક-હેછે શું ખબર લાવી.

માલણ—[રોતી રોતી) શું શું શું કહોછો ભાઈ સાહેબ મેં ત્યાંજ જરા વાત ઉચારી ત્યાં તો મને પાટુ મારી પાડી દીધી તેથી મારાં હાડકાં તો લોથ થઇ ગયાં છે.

વિદુષક—કાં કેશર ભાભી હું કેહેતો નહોતો કે રેવા દે. બંદાનું કાં, મનાણું. ઈતો મળ્યાં.

દરીયાખાં—માલણ તું ધીરજ રખ, તેરા સબ હેવાલ રોશન કર.

વિદુષક—રોશ ન કર રોશ ન કર કહી શું મરડે મૂચ્છ, લાગ્યું તા-રી દાદીને તેનું તો પૂછ, તેનો જીવ લેવા તું પ્રકટયો કાળ, અને તમારા બંનેના બૂરા હાલ.

**દરિયાખાં**—વિદુષક બકવાદ છોડ નહિતર તેરી હાડી તોડ ડાલુંગા.

**વિદુષક**—મારો દિકરો બળુકો બાહુ તો, આવી જા જોઈએ. (દરીયાખાં ગુસ્સે થઈ મારવા ઉઠેછે ત્યાં વિદુષક ભાગી જાયછે) માર્યો મારા બાપ તારા હરામખોરથી અમે હાર્યા.

**દરિયાખાં**—માલન, મુજકું સબ બાત જલદીસેં સુનાય દે કયા ખબર લાઈ ?

**માલણ**—સાંભળો.

ગજલ.

આપનો હુકમ શીર, ધરીને આ નાર;
જાઇ જુઇ મોગરો, લઇને ગઈતી દ્વાર. આપનો.
ગુલાબ કેતકી સુગંધી, સંગ લઇ આવારી;
વિવિધદાર ગુચ્છ લઈ, ચડી હું અટારી. આપનો.
વાતચીત મર્મની, કહી મેં ત્યાં ખરી;
શ્રવણ રંધ્ર આવતાં, સર્વ વસ્તુ દુર કરી. આપનો.
સિંહ સર્પણીના સમ, ક્રોધમાં આવી;
લાત મારી મુજને, ત્વરાથી દબાવી. આપનો.

**વિદુષક**—મારા બાઇ ભોજીઆના સત્યથી જીવી, હજુ કરશે છોકરાં ચીવી ચોવી; આગપાણી તને નહિં જડશે, દરિઆખાં ભેગી ઘોરમાં પડશે.

**દરિયાખાં**—માલણ, ચાય ઐસા હોવે મગર મુજકું વો ગુણસુંદરી મિલાય દે.

**માલણ**—સાહેબ ગુણસુંદરી એમ સમજે તેવી નથી. તેના પાસે જે એવી વાત કરે તેના મારા જેવા હાલ કરે તેવી છે; પણ ફિકર નહિ હું તે રાંડને ગમે તેમ કરી ફસાવું તોજ ખરી.

**દરિયાખાં**—માલનવો મૈં અચ્છી તરાહસેં જાનતા હું; મગર તુમ કયા કરકે ઉસકુ ફ્નદેમેં લાવેગી વો મુજકું બતલા.

**માલણ**—સાંભળો ખાવીંદ ચંપા કરીને તેની એક વિશ્વાસુ દાસી છે તે જો ફુટે તો આપણું કામ થઇ જાય.

**વિદુષક**—હજુ રાંડ લાજતી નથી.

**દરિયાખાં**—ચંપા કહાં રહેતી હે?

**માલણ**—હજુર યે ચંપા દિલ્હી શહેરની રહેવાથી છે ને તે મારી પાડોશમાંજ રહે છે, હું તેને મેળવી આપની પસે લાવીશ.

**દરિયાખાં**—માલન તુમ ચંપાકું લેકર જલદી આવ મેં તુજકું ઓર ચંપાકું ખુશ કરૂંગાં.

**માલણ**—બહુ સારૂં ત્યારે હું ચંપાને લઇને આ આવી (ચંપાને લઈને બીજી તરફથી આવે છે).

**વિદુષક**—લ્યો આ કાકીનું વળી બાકી રહ્યું છે તે ભદ્રાવવા આવ્યાં.

**માલણ**—સાહેબ આ ચંપા આવી. તેને જે કામ ફરમાવવું હોય તે ફરમાવો તો તે બજાવી લાવશે, પણ આપનું કામ થયા પછી તેને ખુશી કરવી પડશે.

**દરિયાખાં**—ઊસ બાતકી કુચ્છ ફિકર નાંહી રખનાં; મેરા કામ હો જાયગા તબ મેં ઊસકું એક જરીયનકી સાડી દેઊંગા. ઔર ૫૦૦ સુનામોર દેઊંગા કયું એતનાં બસ હે કે નહિ.

**વિદુષક**—વોય ગાળો લાગે છે તો ઊદારનો દીચરો.

**ચંપા**—સાહેબ, આપ જે કામ ફરમાવો તે કરી લાવવા આ દાસી તૈયાર છે.

**વિદુષક**—કાકી ત્યારે મારૂં પણ કામ ભેગા ભેગું કરજો.

**દરિયાખાં**—માલન વો કામ કીસતરાહસેં કરનાં વો મુજકું બતલાવ.

**માલણ**—ખાવિંદ ફુલની છાબડીમાં આપની છબી તથા વિંટી, રૂમાલ, ગુપ્ત રીતે લઇ જઇ, તે ગુણસુંદરીની પૂજામાં મૂકી દઈશ, પછી ચંપા તેના સાસુ સસરાને વાત કરશે કે તમારા દિકરાની વહુ ખરાબ રસ્તે ચડેલ છે; તો હવે મને રજા આપો; કારણ કે મારી આબરૂને તેમાં કોઇ વાર બટો લાગે. એમ કહેશે એટલે તેનો સસરો તેને પિયર કાઢી મૂકશે, પછી રસ્તામાં જઇ આપ તેનું હરણ કરી લેજો, કેમ આ યુક્તિ સારી કે ના.

ચંપા—હા હજુર માલણનું કેહેવું યથાર્થ છે.

દરિયાખાં—( ખુશી થઈને ) તબતો અચ્છા પ્યારી અબ ચલો.

( જાય છે ).

વિદુષક—ભાઈ આપણે તો આ શાણી સતીયુંના પાડોશમાંથી ભાગવું પડશે. વખતે બંદાની પરિ જેવી પતિવ્રતા જેવી નાર પર કોક નજર કરે તો ભોગ મળે, કારણ કે ઘરવાળીના રૂપમાં કાંઇ ખામી નથી, રૂપ તો જોયું હોય તો જાણે હોળીની ઝાળ ને અગાસનો ચંદ્રમા.

છે નારી જગતમાં મારી,
તાડ સરીખા પગ બે લાંબા;
ચાલે ફલક ફલક રૂપાળી,
આંખે ચીપડા નાકે રેલા;
જાણે પહેરી રૂપાળી વાળી. છે નારી.

ફટકા મારી પાછા તાણે,
મારે માખો બેઠી ઘોબારી;
ભુલો પડી કદી ઘરે જાઉંતો,
ભાંડે ગાળો ભમરાળી. છે નારી.

તાણી મુછને મારે તમાચો,
ગરીબ જાણી દે ગાળી;
ટક્કર લેઉં તો કાન તાણીને,
કરે લાલ મુખ લાત મારી. છે નારી.

[જાયછે.]

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—ગુણસુંદરીની હવેલી.

પાત્ર. ગુણસુંદરી, ગુલાબ, ચંપા પછીથી કેશર માલણ.

ગુણસુંદરી—[બેઠી છે તેવામાં માલણ આવે છે તેને જોઇને]. અરે

અધર્મી તું પાછી મારા મકાનમાં શું કરવા આવી. તું આંહિથી ચાલી જા. મારે તારાં પુષ્પો નથી જોઇતાં.

**કેશર**—(નર્માશથી) બાઇ સાહેબ જરા શાન્ત થાઓ શું આપ મને બીજી નિચ સ્ત્રી જેવી સમજો છો હું તેવી નથી. માત્ર હું તો તમારી પરિક્ષા કરતી હતી. દરમિયાન તમે મારે માથે સંસ્કાર કર્યો, તે મને હજુ સુધી યાદ છે બાઇ સાહેબ તમારી ભક્તિ પતિ ઉપર પુર્ણ છે તે સાંભળો.

**આશાગોડી.**

છે ભક્તી તમારી ખાસી, પ્રિય એની ભક્તિ તમારી ખાસી, ટેક.
પતિવ્રત આપનું જાણે નિયંતા, નિત્યે પતિપદ પ્યાસી, પ્રિય.
દેહ દમી તમે રૂધીર સુકાવ્યું, ભોજન કરોછો વાસી, પ્રિ०
જેથી કમળમૂખ શુષ્ક થયું છે, તદપી મન ઉદાશી. પ્રિ०
જપ નેમ જે આપનાં જાણે, ઇષ્ટ છે ઘટ ઘટવાસી. પ્રિ०
શુદ્ધ કંચનમય ભાવ તમારો, તેથી અધીક નથી કાશી. પ્રિ०

**ગુણસુંદરી**—માલણ તું ગમે તેમ કહેતી હો તોપણ તારૂં મોઢું દીઠું મને ગમતું નથી માટે ભલી થઈ તું અહિથી જલદી ચાલી જા, નહિ તો પછી તારી આગળના જેવી વલે થશે.

**કેશર**—જેવી બાઇ સાહેબની મરજી હું જાઊંછું. આપે પેહેલી વખતે મારાં પુષ્પો નહોતાં રાખ્યાં અને મારીને કાઢી મૂકી હતી, માટે આ વખત કૃપા કરીને રાખો.

**ગુણસુંદરી**—ગુલાબ આપણે એનાં પુષ્પોનું કાંઈ કામ નથી તું તે દુષ્ટણીને એક મહોર આપી વિદાય કર કે તેનું દુષ્ટ મોઢું ઝાઝીવાર જોવું ન પડે તું તેને રજા આપજે, હું મારે પુસ્તકાલયમાંજાઊંછું [ એમ કહી ગુણસુંદરી ચાલી જાય છે ને દાસી) (મહોર લેવા જાયછે)

**ગુલાબ**—(મહોર લેઇ આવીને) માલણ આ મહોર લે અને હવે ફરીથી તું આંહિ આવીશમાં.

**માલણ**—જેવી આજ્ઞા. (એમ કહી મહોર લેછે)

**ગુલાબ**—[ચંપાને] ચંપા બાઇ સાહેબે ફરમાવ્યું છે કે આ માલ-

મુને કાઢી ઓરડો બંધ કરી તારે કામ હોય તો જજે મને પોતાની પાસે બોલાવી છે માટે જાઉંછું. અને તું દ્વાર બંધ કરી તારે સ્થળે જજે. [ગુલાબ જાયછે બાદ]

**ચંપા**—બહુ સારૂં [આડું અવળું જોઇને કોઇને નહિં દેખતાં] કેશર હવે શું યુક્તિ શોધવી તે કહે.

**માલણ**—(ચંપા ને પોતે એકલાં હોવાથી) ચંપા આપણે આટલુંજ કામ હતું હવે દરિયાખાનું કામ કરવાની તક આવી છે આ લે (તેમ કહી વિંટી, છળી, રૂમાલમાં લપેટીને આપેછે) તું આ છળીને ગુણસુંદરીની પુજામાં મૂકી દે. પછી તેમના સાસુ સસરાને ભંભેર એટલે બધું આપણી ધારણા મુજબ થઇ રહેશે. કાં એમજ ના; ચાલ હવે હું જાઉંછું.

(માલણ જાય છે)

**ચંપા**—(સ્વગત) ચાલ હવે હું પણ એના સાસુ સસરા પાસે જઇ ફરિયાદ કરૂં; (જાયછે પડદો પડે છે).

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—મોતીચંદનો મહેલ.

**પાત્ર—મોતીચંદ, માનકુંવર, અને પછીથી ચંપાદાસી**

(મોતીચંદ ને માનકુંવર બેઠાં છે તેવામાં ચંપા આવે છે અને મોં ચડાવી એક બાજુ ઉભી રહે છે તે જોઇ.)

**માનકુંવર**—ચંપા આજ કેમ હુલાશમાં દેખાતી નથી શું તને કોઇએ કાંઇ કહ્યું છે. (ચંપા જવાબ દીધા વગર ઉભી રહેછે) તારે જે કાંઇ કહેવું હોય તે કહે કેમ બોલતી નથી.

**ચંપા**—(મોઢું ચડાવીને) કાંઇ નહિ બાઇ સાહેબ આપને જે કાંઈ કહેવાનું છે તે કહેતાં મારી જીભ ઉપડતી નથી) હવે મને રજા આપો એટલે બસ. હવે હું નોકરી કરવા ધારતી નથી.

**માનકુંવર**—[વિચારમાં પડીને] ચંપા એટલું બધું શું થયું છે કે તું રજા માગે છે? તું બોલતો ખરી, એટલે ખબર તો પડે.

**ચંપા**—બાઇ સાહેબ કહેવરાવવામાં માલ નથી.

**માનકુંવર**—ગમે તેવું હોય તો પણ તું મને જલદીથી કહે મારૂં

મન તે સાંભળવાને બહુ અધિરૂં થયું છે.

ચંપા—બાઇ સાહેબ આપની એટલી બધી સાંભળવાની ગરજી છે તો સાંભળો.

દક્ષિણી દાદરો.

યોગ્ય નહિ બાઇ, વધુની પાસ રહેવું રે;
પોતાને ધામ, અતીશે વામ, કરે એ કામ, ડુબાવે નામ,
દરીયાખાંથી યારીરે.—યોગ્ય.
મુકી હવે શરમ, કુલટા હોય જેવી રે;
લાવીને યાર, કરે વિહાર, નફ્ટ નાર, લગાવી ગાળ,
થાય સતી શહાણી રે.—યોગ્ય.
દરીયાખાનની, પ્રીય વસ્તુઓને રાખે રે;
મન મગન, કરે પુજન, રહી ભુવન, થઇ યવન,
વિંટી છબી પુજે રે.—યોગ્ય.
હજુ પડયાં છે ત્યાંય, આપ જઈને જુવો રે;
રાખે સંગ, જુવો ઉમંગ, શિયલ ભંગ, થઇ છે વ્યંગ,
પ્રિય વધુ તમારી રે.—યોગ્ય.

તેટલાજ માટે કરી આ તમારી નોકરીથી ફારગ થવા ધચ્છું છું. વળી ધમકી આપી કહે છે કે રાંડ જો કોઈને ખબર પડી છે તો પછે તારા હાલ જોજે.

માનકુંવર—પ્રાણનાથ સાંભળ્યું કે! ગુણસુંદરી કેવાં નિચ કૃત્ય કરે છે, આપણને શી ખબર પડત, આતો આ બિચારી ચંપાએ ખબર કરી કે ગુણસુંદરી તો પોતાની પૂજામાં દરિયાખાંની વિંટીને છબી રાખે છે ને તેની પૂજા આખો દિવસ કરે છે, આટલુંજ હોત તો બળ્યું પણ પાછી રાત્રી તેની સાથે નિર્ગમન કરે છે આનો તપાસ કરો. આતો લાજ જવાનો વખત આવ્યો.

મોતીચંદ—પ્યારી એવું કોઈ દિવસ બનેજ નહિ, પછી તો દૈવ માલુમ. સ્ત્રીના ચરિત્રને કોઇ પહોંચતું નથી, (શાસ્ત્રમાં કહ્યું છે

૩) " अश्वप्लुतमाघवगर्जितंचस्त्रिणांचरित्रंपुरुषस्यभाग्यं ॥ अवरषणंवाप्रतिवर्षणंचदैवोनजानातिकुतोमनुष्यः" ના; આપણે દાશી ઉપર એકદમ વિશ્વાસ રાખી ગુણસુંદરી ઉપર કોપ ન કરવો જોઈએ, આપણે નજરે દેખીએ તો પછી કાંઇ પણ કહેવું તે ઉચીત છે, પણ એકદમ સાહસિક ન કરવું, ( ચંપાને ) શું ? ચંપા આ તું સાચું કહેછે? અમે જો ત્યાં આવશું તો તું અમને તે છળી ને વિંટી બતાવીશ ?

ચંપા—હા શેઠજી પધારો તો હું આપને ત્યાં બતાવું.

મોતીચંદ—પ્રીયા ચાલ આપણે ત્યાં જઈએ. (ત્રણે જણ જાયછે.)

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળ**—ગુણસુંદરીનું ભુવન.

**પાત્ર—ગુણસુંદરી, ગુલાબ અને પછીથી ચંપા, મોતીચંદ અને માનકુંવર.**

**ગુણસુંદરી**—સખી ગુલાબ આજે ગાનશુકન થાય છે પરમેશ્વર કરે તે ખરૂં.

**ગુલાબ**—બાઇ સાહેબ એવી ખોટી શંકા રાખો માં જગતનિયતા સર્વ સારૂંજ કરશે (આગ વાતો કરે છે તેવામાં મોતીચંદ ખોંખારતો ખોંખારતો આવે છે તેથી ગુણસુંદરી અદબથી ઉભી રહે છે અને મોતીચંદ ગુણસુંદરીની સેવાગાંથી છળી ને વિંટી કાઢીને)

**મોતીચંદ**—(ગાનકુંવર) પ્રિયા આ ચંપાનું કહેવું ખરૂં છે, ધન્ય છે તેને, તેણે આપણું નિમકહલાલ કર્યું. [ક્રોધથી ગુણસુંદરીને] વહુ ભા તમને ધન્ય છે, ના, તમને આવુંજ ઘટે.

**ક્ષત્રીકલંક.**

નિચ કર્મ કરનારી તું નાર, સાધવી થઇ મુને ઠગી રે.
કાઢી પતિને તું ઘરમાં પુરે યાર, સાધવી.

તહારૂં પાપ થયું ખુલ્લું આજ, સાધવી.
વિંટી રૂમાલ છળીથી તારે કાજ, સાધવી.
તારાં કૃત્યથી ઉભય કુલ નાક, સાધવી.
કાપી નખાવતાં તુંને નાવી ધાક, સાધવી.
સ્ત્રીનાં ચરીત્ર છે તુજમાં અનેક, સાધવી.
મુકી આપી તેં જાતીની ટેક, સાધવી.
હાય હાય જાવું હવે મારે કયાંય, સાધવી.
વંઠલ નારી ટાળી મારી બાંય, સાધવી.
હું તો સમજ્યો નહીં આદી સુધી મન, સાધવી.
કલંક રૂપી કયાંથી આવી ભુવન, સાધવી.

ગુલાબને—ધિક્ક ધિક્કછે ગુલાબ તારી જાત, વાત તેં હુંથી છાની રાખીરે.
લુચી લફંગી તેં કરી મુને ઘાત. વાત તેં.

અરે દુષ્ટણી તુને ધિક્કાર છે, તું મારી કુળવધુ ન ઠરી પણ કુળનો વધ કરનારી તો ખરી? શું તને જાર કર્મ કરતાં તારાં મા બાપની તેમજ મારી ઇજતની પણ ખેવના ન આવી, તેં મારૂં નાક કાપી દુનિયામાં મારૂં શ્યામ મુખ કરાવ્યું, હવે હું દુનિયામાં મોઢું શું દેખાડીશ તને તારી કૃતીનું ફળ પરમેશ્વર આપશે હવે તારૂં મોં જોવું ઉચિત નથી. તું મારા ઘરમાંથી હમણાંને હમણાં નિકળી તારે પીયર ચાલી જા. [ગુલાબ પ્રત્યે] અરે ગુલાબ તને નિમકહરામ થતાં જરાએ વિચાર ન આવ્યો; ગમે તેમ તોય ગોલી ખરીના, જા રાંડ તું પણ ગુણસુંદરીની સાથે ઘરમાંથી નિકળ હે લૂચીઓ! શું મોઢું લઈ ઉભીયું છો. મરતી કેમ નથી.

ગુણસુંદરી—[નિચું જોઈ રોતી રોતી] પુજ્ય સસરાજી આપ મારા પર વિના અપરાધે શું ક્રોધ કરોછો. આપ શું કહોછો તે પણ હું પુરૂં સમજી શકતી નથી.

સૈયર દુખ શું દાખવું.

આ શું વદોછો મારા તાતજી, અનઉચિત નહિ થાય;
વિચાર કરી કહો મુજને, અચાનક આ શું કહેવાય. આ શું.
મેંરે ધરમ નથી મુકીઓ, આ શો અકરો કેર,
અબળા એકેલી આ નાર છે, કરવી ઘટેછે મહેર. આ શું.

પ્રાણ જતાં નહિ ત્યાગું હું, પતિવ્રત મારૂં નેમ;
શુદ્ધ ભક્તિ મારી ઇશથી, શાને લિયોછો વહેમ. આ શું.
કનક તેતો કનક રહે કદી થાય ન કથીર;
હીરા તેતો હીરા રહે, મિથ્યા શિદ કરો અધીર. આ શું.

[દાસી પ્રત્યે] અરે દાસી આ શો કોપ ! છબી, વિંટીને રૂમાલ એ શું કાંઇ સમજાતું નથી.

મોતીચંદ—અયે! દુષ્ટણી અજ્ઞાનપણું બતાવે છે શું ઢોંગ કરી જુઠું સમજાવે છે [વિંટી, રૂમાલ છબી નજરે બતાવીને] આ શું જો, તારૂં કાળું કર. નિકળ અહિથી જલદી હમણાં હું જઈ ગાડી તૈયાર કરાવી સિપાઈ મોકલુંછું તેના સાથે વગર વિલંબે નિકળી તારે પીયર જજે. (એમ કહી ચાલ્યા જાયછે.

ગુણસુંદરી—( બધું જોઇ સાંભળી બાવરી બની ગઇ ) હર હર વિશ્વંભર, વિશ્વેશ્વરા મેં આવો તારો શો અપરાધ કર્યો છે, કે તું મારા ઉપર કલંક મુકી દુઃખનો વરસાદ વરસાવે છે, હર, હર, (એમ કહી મુર્છા ખાઇ પડે છે.)

ગુલાબ—( તને સાવધ કરવાને પવન નાંખે છે. ) બાઇ સાહેબ સાવધ થાઓ સાવધ થાઓ (સાવધ થઇ ગુણસુંદરી બોલે છે.)

ગુણસુંદરી— દેશનો જીલ્લો.

મુને આપીને ધિક્કાર, ગયા સ્વસુર આ વાર;
તેથી થઈ છે તન જ્વાળ, અંગે આગ ઝરે;
થઇ જીંદગી અકારી, હાય હાય ખરે. મુને૦
રાખી પ્રીતિ અથાગ, પતિ પર અનુરાગ;
તોપણ થઇ છું અભાગ, અંગે આગ ઝરે;
હુંતો ઠરી વ્યભિચારી, હાય હાય ખરે. મુને૦
સખી લાવ તલવાર, મારે મરવું આ વાર;
હવે જીવવું ધિક્કાર, અંગે આગ ઝરે;
લાજ્યાં માતને તાત, હાય હાય ખરે. મુને૦

ગુલાબ—બાઇ સાહેબ ધીરજ રાખો આપની ભક્તિ સામું ઇશ્વર જોશે અને સૌ સારૂંજ થશે.

## રાગ સદર.

બાઈ રાખો મન ધીર, આવી અચાનક પીર;
છો આપ શુરવીર, મન ખ્યાલ કરો;
ત્યાગે પ્રાણ જગહાણ, નિશ્ચે શીર ઠરે. બાઈ૦
રાખી ભકિતમાં મન, શુષ્ક કર્યું તમે તન;
પતિ ચરણમાં રટણ, મન ખ્યાલ કરો;
મરવે આ વ્યભિચાર, નિશ્ચે શિર ઠરે. બાઈ૦

(એટલામાં સમશેરખાં સિપાઇ પ્રવેશ કરે છે.)

**સમશેરખાં**—બાઇ સાહેબ આપ્કે જાનેકે વાસ્તે ગાડી બાહાર ખડી હે, મેરેકું શેઠજીને આપકી સંગ જાનેકું ભેજા હે. આપ જલદી ચલો વખ્ત હો જાતા હે.

**ગુણસુંદરી**—બહુ સારૂં ભાઇ ચાલો ચાલો અમે આવીએ છીએ.
[જાયછે પડદો પડેછે]



## અંક ત્રીજો.

| | | | | |
|---|---|---|---|---|
| ગુણસુંદરી | ... | ... | ... | ઝવેરચંદની સ્ત્રી. |
| ગુલાબ | ... | ... | ... | દાસી. |
| સમશેરખાં | ... | ... | ... | એક સિપાઇ. |
| દરિયાખાં | ... | ... | ... | બાદશાહનો સાળો. |
| બુલબુલખાં | ... | ... | ... | એક મોટો વજીર. |
| સિપાઇઓ | ... | ... | ... | તાબેદારી ઉઠાવનાર નોકર. |



# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—વન.

**પાત્ર—ગુણસુંદરી, ગુલાબ, સમસેરખાં પછીથી દરિઆખાં.**

**ગુણસુંદરી**—ગુલાબ હવે તાપ સખ્ત પડે છે, માટે આંહી જરા વિશ્રાંતિ લઈ ચાલશું? (સમશેરખાં પ્રત્યે) ભાઇ સમશેરખાં સખ્ત તાપને લીધે બે ઘડી વિશ્રાંતી લેવા સારૂ મારો વિચાર થયોછે તમે હોંશીઆરીથી રહેજો.

**સમસેરખાં**—બહુત અચ્છા બાઇ સાહેબ. આપ કુચ્છભી ફિકર મત કરે (આમ વાતો કરે છે, તેટલામાં દરિયાખાં સિપાઇઓ સાથ ધસારો કરી આવે છે તે જોઇ).

**ગુણસુંદરી**—ગુલાબ, આ ધડબડાટ શાનો થતો હશે વારૂ! જોને, મારી છાતીમાં કેવો ધડાકો આવે છે, અને મને તો શુંય થાય છે.

**ગુલાબ**—બેન હવે તો જે થાય તે ખરૂં (તેમ કહી આજુબાજુ જુવે છે કે ચમકીને) બાઈ સાહેબ, બાઇ શાહેબ, તમારૂં કહેવું ખરૂં છે, કોઇ ગુના આપણા ઉપર ધસી આવતા હોય એમ જણાય છે.

**ગુણસુંદરી**—(ચમકીને) સમસેરખાં, ભાઇ સમસેરખાં, જુવો તો ખરા, આ કોઇ રડયા સુસવાટી ભર આવે છે તે કોણ હશે?

**સમસેરખાં**—(તલવાર કાઢીને) બાઈ સાહેબ મત ફીકર કરીયો યહ સાલેકા ક્યા ભાર હે (તેવામાં દરીયાખાં સિપાઇઓ સાથે પ્રવેશ કરેછે તેને જોઈ)—ભાઈ સબ દુર રહો, ઈસમેં કુચ્છ ફાયદા નાંહી કાઢોગે.દરિયાખાં ભાઈ યેહ ક્યા કરતે હે યહ ઓરત મોતીચંદકા લડકા ઝવેરચંદકી હૈ મેં ઉસકી સંગ આપે જાતા હું, આપકું એસે સહુકારકી ઓરતકે ઉપર હાથ ડાલના

લાઝીમ નાંહી હૈ આપ ઔર યહ સબ સિપાઇ અપને ર-
રતેકુ ચલે જાઈયેં નાંહીં તો ઈસ સમશેરસેં સબકી ખબર
એક ઘડીમે. લે ડાલુંગા.

**દરિયાખાં**—અયે ગુલામ કુત્તાકી માફક કયા બકતા હૈ (હાથપકડી)
તુંમ દૂર હોજાઓ મુફ્તમેં તુમેરા જાન જાયગા.

**સમસેરખાં**—હજૂર મેં શેઠકા નિમકહરામ નાંહી કરૂંગા. આપ
બાદશાહકે સાજે હો તોભી કયા, મેં મારે બીના છોડનેવાળા નાંહી
હું, ઇસ વાસ્તે આપ સમજકે પિછે જાઓ.

**દરિયાખાં**—(સિપાઈઓને) અબે સિપાઇઓ યહ સમશેરખાંકું
પકડકે બાંધલો ઔર યહ ઓરતકું અપને ઘરૂં લે ચલો. (સિ-
પાઇઓ સમશેરખાંને બાંધવા જાય છે તેવામાં સમશેરખાં
એક બેને મારી નાંખે છે તે જોઈ દરીયાખાં તેને કટાર મારી
ભૂમિગત કરેછે તે જોઇ ગુણસુંદરી).

**ગુણસુંદરી**—(ભયભિત થઇને) દાસી આશો જુલ્મ. શમશેરખાંને
શું થયું ?

**ગુલાબ**—બાઇ સાહેબ, આ વ્યભિચારી દુષ્ટ દરિઆખાં આપનું શિ-
યળભંગ કરવા માટે ચડી આવ્યો, જેથી સમસેરખાંયેં અટકાવ્યો
તેથી આ દુરાચારીએ સમશેરખાંનો જીવ લીધો.

**ગુણસુંદરી**—હર હર શંકરા, વિશ્વંભર વિશ્વેશ્વરા, આ એકદમ તા-
રો શો કોપ (એમ કરી મુર્છા ખાઇ પડેછે ને દરીયાખાં
લઇ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—દરિયાખાંનું ઘર.

**પાત્ર—ગુલાબ, ગુણસુંદરી, પછીથી દરિયાખાં.**

**ગુણસુંદરી**—(સાવચેત થઇને] અરે આ શું મને સ્વપ્ન આવેછે
કે શું ? હું આંહી કોના મકાનમાં છું. ખરેખર આ ઘર કોઈ

બીજાનુંજ છે, અરે પરમેશ્વર મને અહીં કોણ લાવ્યું હોય મા, હવે હું કયાં જાઊં. (એમ કહી એકદમ મુર્છા ખાઈ પડેછે]

**ગુલાબ**—બાઈ સાહેબ સાવધ થાઓ સાવધ થાઓ (એમ કહી પંખો હલાવેછે તેથી ગુણસુંદરી સ્વસ્ત થઇ આંખ ઉઘાડી).

**ગુણસુંદરી**—અરે દાસી આપણને આંહી કોણ લાવ્યું, આ મકાન કોનું છે? સમશેરખાં કયાં ગયો, કેમ કોઈ દેખાતું નથી.

**ગુલાબ**—બાઈ સાહેબ દુષ્ટ દરીયાખાંએ સમશેરખાંને મરણને શરણ કર્યો અને આપણને પોતાના મકાનમાં પકડી લાવ્યો છે.

**ગુણસુંદરી**—દાસી હવે તો દુઃખવાદળું પૂરેપૂરૂં ચડી આવ્યું, કારણ કે આ પરદારા લંપટ દરિયાખાં મારૂં શીયળ ભંગ કર્યા વિના રહેશેજ નહિ. હવે હું ઇશ્વરની સ્તુતિ કરી તેની સહાય માગું, કે તે મારૂં આ સમે રક્ષણ કરે.

### આશાગોડી.

સહાય કરો ભવ ભરતા, સંકટ વિશે સહાય કરો ભવ ભરતા.
આરે વખતમાં નથી કોઇ મારૂં, ખબર લીજે જગકરતા. સં૦
હું રે પતિવ્રત કદી નવ ચૂકી, તદપિ ઠરીછું બળતા.
ચિંતા અતિશે દિલમાં વ્યાપે, મિથ્યા કલંક શિર ઠરતાં. સં૦
અચાનક આવી મુને ફિટકારી, ભાવીતણી શી પ્રબળતા. સં૦

**ગુલાબ**—બાઈ સાહેબ ધિરજ ધરો.આશું જુઓ !

### રાગ કનરો.

ધીર ધરો તમે મનમાં આલી, હું છું સદા તુજ પાસ હો વાલી, ધી૦
શુધ્ધ તમારી ભક્તિ દેખીને, વારે થશે જગકરતા હો બાળી, ધી૦
સીતા અહલ્યા આદિ સતી જે, કલંક મિથ્યાવળી દુઃખ અપારી, ધી૦
સબળ અબળ બાઇ ભાવી જણાવે, તદપિ ન મુકો અશ્રુનાં વારી.
સભીત વચન આ આપનાં શુણી, ખેદ કરે મુને અહોનિશ ખાલી,ધી૦

બાઇ સાહેબ આમ શા માટે કરવું જોઈએ હું તમારી સેવામાં રહીછું છતાં!

**ગુણસુંદરી**—દાસી ફક્ત તારીજ મદદથી મેં આટલા દીવશ લીધાછે

નહિ કે, હતી નોહોતી કઇ દીવશની થઈ ગઇ હોત, પણ ભાવી બલવાન; પરંતુ આ છેલો વખત છે તો ઇશ્વરને યાદ કર કારણ તે પ્રભુ ભકત ભીડભંજન છે વળી તેણે હજારોને ઉગાર્યા છે જો.

## દીંડી.

દાસી હું રહીશું ઇશને આધારી,
જોને હું ઠરી કલંકી આ વારી;
આવ્યા દુઃખ ઓધ જીંદગી અકારી. દાસી૦
છે શુદ્ધ ભાવ ઈશપર મારો,
કરે ભકતની સહાય એ છે ધારો,
જોઇ ભકિત ભાવ ઉગાર્યા હજારો. દાસી૦
દ્રૌપદીને ભૂગિજા રક્ષા કીધી,
વિસ્નુરાત જનની ઉગારી લીધી;
લાક્ષાધરે કુન્તીને મદદ કીધી. દાસી૦
નક ફાંસથી ગજને મુકાવી,
ભીડ ભકિતની જોઇને ચડી આવે;
મારી વારે તે પ્રભુ કયારે ધાવે. દાસી૦

**ગુલાબ**—બાઇ સાહેબ તિમીર ટાળન, સુર્ય સદ્રસ સર્વ વ્યાપી સદસ્રાક્ષ ભગવાન, તમારી એક નિષ્ટા કેમ નહિ જુવે, તે તો તમારી વ્યાધી વિદારવા તત્પર હશે; તોપણ હવે શત્રુ પંઝામાંથી છુટવા બારી શોધો ને મારા કહેવા ઉપર વિશ્વાસ રાખી ધૈર્ય ધરો, એટલે ધીને ધડે ઘી થઈ રહેશે. તે એ કે-

## સમાલુ તેગ અદા. એ રાહ.

મુક અધીર ધીર રાખને તું, શાણી સખી;
ઇશ આવી કરશે બાળ, ભકતી આપ જોઇ સખી;
કદાપિ કરો સહાસ જગત, હાસ થાય સખી. મુક૦
શિર આપ કલંક ઠરે, હીત વાત માનો સખી;
સાધવી સતી અતિ ધર્મ કેમ ચૂકે સખી. મુક૦
ભદ્ર આપ અતિશે પામો જીવવેથી સખી;

કૃપાળુ ઈશ ચર્ણું શિશ આશ રાખ સખી. સુ૦

**દરિયાખાં**—ક્યું ગુલાબ ફોકટકી હેરાન કાયકે વાસ્તે હોતી હે.

**ગુલાબ**—(દરિયાખાંને) સાહેબ આપ કહોછો તે ખરૂં છે, પણ મારી આ એક અરજ ઉપર નિઘા કરવી જોઇએ.

**દરિયાખાં**—અચ્છા કયા કહતી હે.

**ગુલાબ**—સાંભળો.

ગઝલ.

રાખી મન ધીર આપ થશો ન અધીરા,
વૃત્ત પૂર્ણ થતાં સુધી આપ વદો ન ગીરા;
પક્ષ એક પછીથી આ વૃત થશે પૂરૂં.
નજીક દિન માટે શાને કરાવીએ અધુરૂં.
વિશ્વેશ્વરી માતનું પુજન કરીને આવે,
વગર કહે આપને સ્વામી કહીને બોલાવે;
આ વાત હિતની કહી તે, માનજો ખરી;
શિર સાટે વચન આપું મન હિંમત ધરી.

**દરિયાખાં**—ગુલાબને તેને બહુત અચ્છી બાત કી. મેં આજ ખુશી હુવાહું આબ મેં જાતા હું.

**ગુલાબ**—બાઇ સાહેબ જગદાત્મા જગદીશ્વર બધાની રક્ષા કરેછે, તેમ આપની પણ કરશે; પરંતુ આમાંથી છુટવાની કાંઇ પણ યુક્તિ શોધવી જોઇએ.

**ગુણસુંદરી**—હાં, હાં, પ્રિય દાસી મને હમણાંજ આ પાપી દરિયાખાંના પંજામાંથી છૂટવાનો ઈલાજ હાથ આવ્યો છે.

**ગુલાબ**—બાઇ સાહેબ તમે કયો ઈલાજ શોધી કહાડયો છે.

**ગુણસુંદરી**—ગુલાબ આ શેહેરમાં મારા પ્રાણનાથના મિત્ર બુલબુલખાં કરીને રહે છે તેને જો આ ખબર આપીએ તો મારી સહાયતા કરે.

**ગુલાબ**—બાઈ સાહેબ એ યુક્તિ બહુ સારી આવી છે, ને બુલબુલખાંને ખબર પહોંચાડવાની શી મોટી વાત છે. તેને ખબર પહોંચાડવી તે મારૂંજ કામ.

**ગુણસુંદરી**—ગુલાબ આ ખબર કોઇ ન જાણે એવી હોશીઆરીથી દેવાના છે.

**ગુલાબ**—બાઈ સાહેબ તે માટે આપ નિશ્ચીંત રહો પણ મોઢાની વાતથી તેને ઇતબાર નહિં આવે, માટે આપ એક ચિઠ્ઠી તેમના ઉપર લખી દ્યો.

**ગુણસુંદરી**—દાસી આંહી દોતકલમ ક્યાંથી કાહાડું કે લખી આપું.

**ગુલાબ**—બાઇ સાહેબ દોતકલમની શી જરૂર છે, લીંબુના રસથી લખો એટલે થયું.

**ગુણસુંદરી**—તું કહે છે તે ખરૂં, પણ લીંબુ ક્યાંથી કાહાડું.

**ગુલાબ**—(લીંબુ લાવીને) બાઇ સાહેબ આ રહ્યું લ્યો લખો.

**ગુણસુંદરી**--(કાગળ લખેછે.)

**તુમને કુમલા જીયરવા.**

હાંરે લિયો ખબર આ મારા હાંરે લિયો (૨) પતિના પ્યારા. હાંરે૦
પત્ર લખી ચેતાવું હું તમને, વરસે અંગે અંગારા, હાંરે. પતિ૦
દરિયાખાંએ મુજને ફસાવી, કિધી બંધન આ વારા, હાંરે, પતિ૦
કરી ભલામણ જાવે ગયા છે, તમને મિત્ર તમારા, હાંરે, પતિ૦
ઉપાય મારો એકે ન ચાલે, રેવું કોને આધારા, હાંરે, પતિ૦
વિચાર કરતાં વિલંબ થઈ તો, થાશે ચિંતા અપારા, હાંરે, પતિ૦
પત્રની સાથેનો પત્રરે દેજો, લેશે પ્રિતે પીયુ મારા, હાંરે, પતિ૦
વાંચી વહેમ તજશે એ પળમાં, મુઇ છે સતિ આ દારા, હાંરે, પતિ૦

લે ગુલાબ આ પત્ર તે તું આપીને ઝટ આવી પહોંચજે, કારણ કે હું આંહી એકલી શી રીતે રહી શકીશ.

**ગુલાબ**—બાઈ સાહેબ હિંમત રાખી ગભરાશોમાં હું ચિઠ્ઠી આપી ત્વરાથી આવી પહોંચીશ (જાય છે પડદો પડેછે).

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—બુલબુલખાનું ઘર.**

**પાત્ર—બુલબુલખાં, સિપાઇઓ પછીથી ગુલાબ દાસી.**

(બુલબુલખાં બેઠો છે તેવામાં અમીરમીયાં આવે છે, તેને જોઇ પુછેછે.)

**બુલબુલખાં**—કયું અમીરમીયાં આજ કલ શહેરકી કયા ખબરહૈ.

**અમીરમીયાં**—નઇ જુની તો કુચ્છ નાંહી હૈ લેકીન શેહેરકી અંદર દરિયાખાંકા બહુત જુલમ હૈ.

**બુલબુલખાં**—સચ વો તો હૈજ કયું કે, વો તો બાદશાહકા સાલા લગતા હૈ ઇસકે લિયે સબ અમીર ઉમરાવ ચૂપ હોકર બેઠે હૈ ઔર ઉસકું કોઇભી કુચ્છ કહ શકતા નાહીં હૈ [તેવામાં ગુલાબ આવે છે].

**ગુલાબ**—બુલબુલખાં સાહેબ સલામ કરૂંછું.

**બુલબુલખાં**—આઇયે ગુલાબ શેઠ તરફસેં કુચ્છ ખબર હૈ.

**ગુલાબ**—ગરીબ પરવર શેઠ તરફથી તો કાંઇ ખબર નથી, પણ શેઠાણીએ મને આ કાગળ આપી તમારી પાસે દોડતી મોકલી છે. આ લ્યો [એમ કહી કાગળ આપેછે].

**બુલબુલખાં**—(કાગળ હાથમાં લઇ જુએ છે અને કાંઇ લખ્યું માલમ પડતું નથી ત્યારે) અરે ગુલાબ યહ કાગજમેં તો કુચ્છભી લિખા માલૂમ નાંહીં હોતા હૈ.

**ગુલાબ**—ગરીબપરવર આ કાગળ મારી બાઇએ મહા સંકટમાં હોવાથી લીંબુના રસથી લખ્યો છે, માટે આપ તેને અગ્ની પર રાખીને વાંચી જુઓ, એટલે શું લખ્યું છે તે માલમ પડશે.

**બુલબુલખાં**—અચ્છા અમીરખાં બતી લાઓ.

**અમીરખાં**—હાજર જીનાબ.

**બુલબુલખાં**:—હાં, અબ ઇસમે લીખેલા માલુમ હોતા હૈ. (વાંચેછે)

**રાગ બનજારો.**

લખે પત્ર મિત્રની દારા, તમે વાંચી ખબર લ્યો મારા;
તમ મિત્ર ગયા છે જાવે, દરિયાખાં મુને અકળાવે;
બંધીવાન કરી આ વારા. તમે૦
રાખે વજીર મુજપર મન, એથી દુઃખી થઈ મારે તન;
નથી આપ વિના આધારા. તમે૦
કાંઇ ઉપાય મારો નવ ચાલે, વચન ઇશુ આ અંગમાં સાલે.
રક્ષા કરો મુજ પતિના પ્યારા તમે૦
અન્નોદક કર્યુંછે ત્યાગ, બની ગઇ છું અધુના અભાગ;
દાસી સંગે ખબર દેશો સારા. તમે૦
કરતાં વિચાર વિલંબ થાશે, મુજ દેહથકી પ્રાણ જાશે;
પછી પસ્તાવો થાશે અપારા. તમે૦
આપત્રની સાથેનો પત્ર, દેતાં લેશે પ્રીતે તમ મિત્ર.
વાંચી વહેમ તજશે પીયુ મારા. તમે૦
શિયળ ભંગ નથી થયું મારૂં, કલંક આવે તેથી ન ઉગારૂં.
શુધ્ધ સાધવી મુઇ છે દારા. તમે૦

(ક્રોધથી) દાસી યહ કયા જુલમ, ગુલાબ તુમ જાકે શેઠાની• જીકું હીંમત દેનાં ઓર યહ ખબર મેરેકું જલદી દીયા સો, અચ્છા કીયા મૈં જલદી આપકે વો હરામજાદેકા જાન લેઉંગા, ઔર તુમ બેધડક પૂજા કરને કે વાસ્તે દેવલપેં જાના.

**ગુલાબ**--[ઓવારણું લઇ ધન્યછે બુલબુલખાં તમને) આપ જેવા વિરપુરૂષો આ દુનિયામાં થોડાજ હશે, આ વખતે આપ અમને આ દુઃખ દરિઆમાંથી પાર આવવાને વાહાણરૂપ થઈ પડયા છો.

**બુલબુલખાં**—ગુલાબ મેરેમેં ઔર શેઠજીમેં જુદાઇ નાંહી સમજનાં, ઔર ગુણસુંદરી મેરી બેણુ હોતી હૈ ઉસકું દુઃખકી વખત

મદદ દેનાં કુચ્છ જાદા નાંહી હૈ, વો તો મેરી ફરજ હૈ. દોસ્ત દારીકા રીવાજ કૈસા હૈ સુન.

ગીતિ.

આપત મિત્ર પરિક્ષા, સ્ત્રીની પરિક્ષા નિરધન નર જ્યારે;
રણમાં વાજી પરિક્ષા, બંધુ પરિક્ષા ભીડ પડે ત્યારે.

**ગુલાબ**--આપ સજ્જન છો એટલે જાણો છો કે, મિત્રનો ધર્મ કેવો છે, હવે આપ આગારી જલ્દીથી ખબર લેજો. હવે હું રજા લઉં છું; કારણ કે મારી બૈસાહેબ દરિયાખાંના મહેલમાં એકલાંજ છે.

**બુલબુલખાં**--બહુત અચ્છા ગુલાબ, મૈં જલદીસે આઉંગા (ગુલાબ જાય છે) (સ્વગત) આહાહા ! યહ: બિચારી ઓરતપર ખુદાને કયા જુલમ ગુજરા.

**આ શી વાત હાડા કેરી નારી ઠરી વ્યભિચારી.**
આ શો કેર કરે આણીવાર, દુભિ મિત્ર નારી,
વાંચી પત્ર લાગી છે લાય, મુને દિલ ભારી;
કરવી રક્ષા મારે નિરધાર, મિત્ર ધર્મ ધારી,
કદી કરીશ ન મિત્રનું કામ આ જીંદગી અકારી. આશો૦

મારી દરિયાખાં ઉમરાવ, સતી હું ઠરાવું,
શિયળ રાખ્યું હજુ છે ધન્ય, ઘરે મારે લાવું;
એને નથી કાંઇ બીજો આધાર, હવે શું રોકાવું,
કરીને કામ રાખું નિજ નામ, આ કિર્તિ પ્રસારી. આશો૦

સત્વર કરી હું પ્રભુની સેવ, સદા એનું ગાયું,
આવા કામમાં કરવી મદદ, રણે નવ ભાગું;
દિન બંધુ થજો બેલી મારા, પાયે તારે લાગું,
જાતાં મિત્રે કરેલ જે બોધ, તે કામ આ વારી. આશો૦

કરી ભલામણ મુજને અપાર, ગયો વિદેશ,
વાંચી પત્ર લાગે અતિ ત્રાસ, હરી બહુ ક્લેશ;

ધર્મ માટે સહે કષ્ટ કાય જુઓ પરમેશ,
શરણે આવ્યો તમારી દયાળ ચડો મારી વારી. આશાળ

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—"દરીયાખાંનું ઘર"

પાત્ર—ગુણસુંદરી, ગુલાબ અને પછી દરિયાખાં.

ગુણસુંદરી—(એકલી બેઠી બેઠી) અરે દૈવ તારી કેવી અકળલીલા છે, હજી સુધી ગુલાબ કેમ ન આવી? શું કોઇએ તેને રોકી; ના, ના, એમતો બનેજ નહીં પણ રોકાણી તેનું કારણશું?

### આશા જોગિઓ.

ગુલાબ રોકાણી શાને કાજે, મુજને ચિંતા વિશેશે આજે;
કાગલનો ન આવ્યો સમાચાર, તેથી મુજને આવે છે વિચાર,
બુલબુલખાંએ શું દીધી મત, ખબર સાંભળું ત્યારે હીમત;
હીમતધારી બુલબુલખાં જાએ, જલદી ત્યાગું મારી કાયે.
કરૂણાબ્ધી તમે છો દયાળ, આવી કરજો મારી સંભાળ;
મુને જાણો તમારૂં બિરદ. વારે ધાજો મુકશો નહિં હદ.

અરે દૈવ, ગુલાબ હજુ સુધી કેમ ન આવી! શું આ વખતે કોઈ મારૂં સગું નહિં થાય, હશે મારાં એવાંજ નશીબ. [તેવામાં ગુલાબ આવે છે].

ગુલાબ—બાઇ સાહેબ નિશ્ચીંત રહો, આપના પતિના મિત્ર બુલબુલખાં દેવીના મંદીરમાં આવી આપણી સહાયતા કરવાને વચન આપ્યું છે ને કહેવરાવ્યું છે કે, તમે સુખેથી પૂજા કરવા દેવીને મંદીર જજો. હું આવુંછું.

ગુણસુંદરી—દાસી ત્યારે તો ઉગરવાની કાંઈ પણ આશ જણાયછે

ખરી, પણ મારા શિયળભંગની ધાસ્તી તો જ્યારે તે દુષ્ટ ભૂં મીગત થશે, ત્યારે ટળશે. (એટલામાં દરીયાખાં ગાતો ગાતો આવે છે).

રાગ લાવણી.

દરિયાખાં—[પ્રવેશ કરીને]

તું છોડ ગુમાની નાર, સમજ મન તારે,
કર વિચાર નાર આ વાર કાજ શિદ બાળે.
તું પડીછું મારે હાથ, મૂકું નહિ નિલી,
હું કરીશ મારૂં જોર, પડીશ તું ઢીલી.
માટે સમજી તારે મન, પ્રેમ ધરી ચાલે,
કર વિચાર નાર આ વાર, કાજ શિદ બાળે.

ગુલાબ, અબ મુદત પુરી હો ગઈ. તેરી બાધકું બોલ દે, કે જલદીસેં મેરે સ્વાધિન હો જાવે, ઔર ફોકટ કાયકું હેરાન હોતી હે.

ગુલાબ—ખરૂં સાહેબ, આજના દિવસ માટે શું કરવા ઉતાવળ કરો છો ધિરજ રાખો, પુજન કર્યા બાદ તમારે સ્વાધીન થાય પછી શું?

દરિયાખાં—શાહબાશ ગુલાબ શાહબાશ, યહ તેરા એહેશાનમેં મેરી જીંદગી તક ભૂલનેવાલા નાહીં હું.

ગુલાબ—સાહેબ એમાં એહેશાન શાનો. એતો મારૂં કામ છે, પણ પૂજા કરવાને સારૂ રથ તૈયાર કરાવી મોકલાવી આપો.

દરિયાખાં—બહુત અચ્છા, મેં રથ ભેજતા હું (સર્વ જાય છે)

———o———

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—બુલબુલખાંનું ઘર.

### પાત્ર—બુલબુલખાં ને તેના સિપાઇઓ.

**બુલબુલખાં**—ઓ અમીર મીયાં મેરા દિલોજાન દોસ્ત, જાવે જાનેકું તૈયાર હુવા ઉસ બખત મેરેકું ઊસકે ઘરકી ખબર રખનેકી સીફારસ હે, તો બી મેં વહાં કોઇ દિન ગયા નહિ. મગર આજ કલકે બિચારમેં રહા, દરમ્યાન દરિયાખાનને ઊસ્કી ઓરતપર જુલમ ગુજારા વો ખબર અબ મેરેકું ઊસકી દાસીને કી. ઉસ વાસ્તે અપના સબ લડવૈયાકું તૈયાર કરકે ભુવનેશ્વરીકા મંદીર લગભગ જાકે, દરિયાખાંકુ બંધન કર કે, વો ગુણસુંદરીકું બચાય દેનેકી હે.

**અમીરમીયાં**—બહુત અચ્છા સરકાર દોસ્તદારીકા કામ ઐસાઈ હે. એહી જગતમેં આપ જેસે નેકીવાન થોરઇ મિલતા હે.

**બુલબુલખાં**—શાહાબાશ દોસ્ત તુમનેબી દોસ્તદારીકી અચ્છી પિછાન કી, અબ દેર હોતી હે, તુમ સબ સિપાઇયુંકો બોલવાઓ મેં ખુદાકી બંદગીકર લેઊં. (અમીરમીયાં જાય છે ને બુલબુલખાં ખુદાની બંદગી કરેછે.)

### સૈયર દુઃખ દાખવું.

ઇલ્લા ઈલઇલ્લા રસુલીલ્લા, કરતાહું મેં સલામ;
નેકી ટેકી મેરી રાખીયો, લડનેકું આયે ગુલામ, ઇલા૦
જૂલ્મ દરિઆખાંને કીયા, લેગા દોસ્તકી લાજ;
પિછું જીના ક્યા કામકા, ના કીયા મિત્રકા કાજ. ઇલા૦

( તેવામાં અમીરમીયાં સિપાઇઓને લઇને આવેછે, )

**અમીરમીયાં**—જીનાબ યહ સબ લડવૈયા હાજર હે અબ ચલીયે.

**બુલબુલખાં**—અયે બહાદુર સિપાઈઓ ઓહી બખ્ત તુંમારા સબકો તાકતકી અજમાએશ કરનેકી હે કયું કે, બદમાસ દરિયાખાંને સબ લુગાઈકી ઇજતમેં ખલેલ કીયા હે ઊસ્કે લીયે આજ ઊન્કું બિન વિલંબસેં પકડના, વો બાદશાહકા સાળા હે એૈસા સગઝ કે ગત ડરીઓ.

**સિપાઇઓ**—જીનાબ ડર કાયકું, ખુદા આપકું કાયમ રખે; અબ ચલો. (સો જાય છે પડદો પડેછે.)

---

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—અરણ્યમાં માતાનું મંદીર.

**પાત્ર—ગુણસુંદરી, ગુલાબ, દરિયાખાં, સિપાઇઓ અને પછીથી બુલબુલખાં ને તેના સિપાઇઓ.**

**ગુણસુંદરી**—દાસી જો તો ખરી! માતાજીની મૂર્ત્તિ કેવી ચમત્કારી જણાય છે.

**દાસી**—બાઈ સાહેબ જગતજનુનીની શી વાત!

**ગુણસુંદરી**—ગુલાબ પ્રથમ માતાજીની સ્તુતિ કરીએ અને પછી પુજા કરીએ.

**ગુલાબ**—બાઇ સાહેબની જેવી મરજી.

**ગુણસુંદરી**— આશા.

વિનવું વિનવું વિશ્વેશ્વરી હું, દુષ્ટ આવે તેને દમજે મા તું; વિ.
પળે પળે આવી, બાણુવચનથી, પ્રહાર થયેથી દુઃખ પામી હું. વિ.
આરે વખત કદી વિગત થશે તો, ધર્મ વિચારી શીશ ઉતારૂં; વિ.
ત્રીપુર મર્દની અંબે ભવાની, દૈત સંહાર્યા અમરોના સારૂ. વિ.

ગુલાબ—બાઈ સાહેબ હવે માતાજીની પુજા કરો અને તે માતાજી સર્વથા પ્રકારે તમારી સહાયતા કરશે.

ગુણસુંદરી—એની પુજોપહાર મારી નજીક લાવ, કે હું જગતજનુની-ની પુજા કરી મારૂં અભ્યુદય કરી લઊં (ગુણસુંદરી પુજા કરે છે દરમ્યાન દરીઆખાં).

દરિયાખાં—ગુલાબ તેરી બાઈસાહેબકું બોલકે ઇતની દેર કાયકે વાસ્તે હોતી હે (તેવામાં ગુણસુંદરી જોસથી બોલી ઉઠેછે.)

ગુણસુંદરી—અરે બેશર્મ, વ્યભીચારી, લંપટ, હવે હું તારાથી ડરવાની નથી. જો, દુરગુણ તજી સત્ગ્રહણ કરી આ સંસારી સમુદ્રમાં જીંદગીના વેહેતા ઝરાને ગતી રહીત બનાવવા પેહેલાં અસત્યના અંધકારમાંથી જ્ઞાનરૂપી રોષનીની ઝમક નિરખવા સત્તાધીશ ઇશ્વરની કૃપા માગી એકાંન્તે, એકચિત્તે, નિરંતર પાતીવૃત્યપણું પાળી કાળ ક્રમણ કરૂંછું, તેમાં તારા જેવા દુષ્ટ માણસો આવી ભ્રાંતીમાં ભરમાવી, કમકમાટ ભરેલાં અઘોરકૃત્યના ફાંસામાં મીથ્યા કાર્યે પ્રપંચથી ફસાવવા ધારેછે. તેથી યાદ રાખવું કે, કિંચીતમાત્ર પણ મારા પવીત્ર દ્રઢ નિશ્ચયમાં ફેરફાર થવાનો નથી.

જ્યાં સુધી પરબ્રહ્મ પરમેશ્વરના અસ્તીત્વપણા વિશે દ્રઢ સત્તા રાખી મનોવિકારથી મુક્ત રહી દુષ્ટ સંગતીને દુર રાખવા ઇચ્છા ધરાવુંછું, ત્યાં સુધી પતંગીયાના ઝબકારા તુલ્ય કામાગ્નીના ધગધગતા અંગારામાં મને ઝંપલાવી મારૂં શરીર દગ્ધ કરી, મને મીથ્યા ઉદ્વેગમાં નાખવા આંહી હિમત ધરાવે છે. તથાપિ સત્વગુણની સાક્ષતા વડે મારા નિસ્પૃહપણાને લેશમાત્ર પણ કલંક લગાડવા દેનાર નથી. ચાલ દુર જા. હવે હું તારાથી ડરવાની નથી.

દરિયાખાં—અરે સાલી ઇતની ગુમાની કીનકું બતલાતી હે, બાર નીકસ (એમ કહી અંદર ધસવા જાય છે તેવામાં ગુણસુંદરી બાહાર આવીને).

**ગુણસુંદરી—(ક્રોધથી)** **ગાયન.**

બોલ નહીં ઘટે છે તોલ, પાપી પાપ ના તું બોલ.—ટેક.
મુખ ન ખોલ, જીભ ન છોલ, તું નઠોર, છું કઠોર—
રહે અબોલ—બોલ નહીં ઘટે છે તોલ—બોલ૦ પાપી૦
મોત ન ડર, જાણુ તું ખર, ગાર ગાર તું આવાર—
અસિ આ ખોલ—બોલ નહીં ઘટે છે તોલ—બોલ૦ પાપી૦

**મરશીયા.**

હાય વોય આજ ક્યાંથી કાફર તું આવ્યો,
ક્યાંથી કાફૂર તું આવ્યો, તુજ કાળે તુને બોલાવ્યોરે હાય. વો૦
દગો દુષ્ટ તેં મુજને દીધો, કેર કાળો પાપી તેં કીધો;
પંથ મોતનો માગીને લીધોરે. હાય વોયરે૦
દુરાચારી કામી રહે છેટો, તું નથી મુસલમીન બેટો;
હુંથા રેજે અભાગી તું છેટોરે, હાય વોયરે૦
ભૂલ ખાગાં હજુ ઘેર જાને, તારી આંખો ફુટીને જોઈશ કાને;
તું મૃત્યુ માગી લેછ શાનેરે, હાય વોયરે૦

બુલબુલખાં સાહેબ આપ આ વખત તમે કયાં રહ્યાં છો? કુમ દેખાતા નથી જલદી આવો; આ દુષ્ટ મુને દુભવે છે (તે વાગાં બુલબુલખાં આવીને )

**બુલબુલખાં**—( જોસથી ) અરે એહી વખ્ત કોન ખડા હે. ના લાયક, ઓરત લોકકું તુમ કાયકે બાસ્તે સતાતા હે.

**દરિયાખાં**—અરે તેરેકું કયા કામ હે, તુમ તુમારે રસ્તે સે ચલે જાઓ.

**બુલબુલખાં**—અરે કોન દરીઆખાં. તુમ યહ વખત કાયકે વાસ્તે આયહો. રાત ઓર દીન એસે બદ ચાલીસે છુટનેવાલે નહીં. તુમને મેરા દીલજાન દોસ્ત ઝવેરચંદકી ઓરતકું ફસાઈ

હે, વો હાલ હાલ એકદમ મેરે હવાલે કર દે નહીંતો તેરા જાન લેનેમેં અબ દેર કરનેકા નહીં.

દરિયાખાં—અરે નાદાન કે બેટે ચલ જા, તેરે પંચાતકી કયા જરૂર હે, વો ઔરતકી મદદ કરનેવાલા તુમ કોન હે; મેરેકું નાહિં પિછાનતા હો ઘડી ભરમેં તેરા જાન લેઊંગા અરે સિપાઇઓ બુલબુલખાંકું પકડ લો ( તેવામાં લડાઇ થાય છે ને દરીયાખાંને પકડી લે છે. )

બુલબુલખાં—અરે બેણુ જબ તેરી પૂજા પુર ન હોવે તબ બહાર નિકસ, મેં તેરી રછા કરનેકે બાસ્તે બાહાર ખડા હું. ઔર હરામી દરિયાખાંકું મેને કેદ કીયા હે. બેણુ કુચ્છ ડર મત રખીયો.

ગુલાબ—બાઇ સાહેબ આપની ખરી ભકિત જોઇ માતાજીએ સહાયતા કરી. હવે બહાર નિકળો, આપના પતિના મિત્ર બુલબુલખાં સાહેબ બાહાર આવી ઊભા છે અને આપના દર્શન માટે આતુર છે.

ગુણસુંદરી—( બહાર નિકળીને ) બંધવ આપેં કરેલા ઉપકારનો બદલો વાળવાને હું અશકય છું. ધન્ય છે આપના માતપિતાને, મિત્રાચારીના ધર્મને સાચવવા આપને કેટલો બોજો સહન કરવો પડયો, તેથી હું આપની આભારી છું.

## ઠુંમરી.

આપે કરી ઉપકાર મારી ખ્યાતી રાખીરે, મિત્ર ધર્મમાં પુષ્ટી કરી,
મારી ખ્યાતી રાખીરે.— ટેક.
વ્યાધી હસ્તે જોગ પડે કુરંગી, ધર્મી ઉગારે તેને દયા રાખીરે.—આપે.
સર્પમુખથી ભેક,અજાસિંહથી, તેમઆપેમુનેકાળમુખથીરાખીરે.—આપે.
કલંક વાદળું શીર ચડયું મારે, ત્વરાથી વિદારી મિત્રટેક રાખીરે.—આપે.

આબળા જાણીદરીઆખાં એ,મુજને છળ બળકરી ધરે કેદ રાખીરે.—આપે.

**બુલબુલખાં**—ભેણુ ઊસીમેં ઊપકાર કાયકા, વો તો મેને મેરી ફ્ર-
રજ અદાકી હે.

**ગુણસુંદરી**—નાંહી નાંહી સાહેબ હુંતો આપનીજ કૃપાથી બચી છું.

**બુલબુલખાં**—અરે સિપાઇઓ તુમ બરોબર બંદોબસ્ત રખકેં યહ
ચોરકું સંભાલકેં ફોજદારકે વાંહાં લે જાઓ.

**સિપાઇઓ**—બોહોત અચ્છા [દરિઆખાંને બાંધી લઇ જાય છે.]

**બુલબુલખાં**—ભેણુ આપ ચલીયે મેરે ધરૂ [જાય છે પડદો પડેછે].



## અંક ૪ થો.

નાસરૂદીન......................દિલ્હીનો બાદશાહ.

બુલબુલખાં ....................વજીર.

કાજી..............................ગુરૂ.

દરીયાખાંન......................બાદશાહનો સાળો.

સિપાઇઓ.........................તાબેદારી ઉઠાવનાર નોકર.

ચોપદાર .........................નકી પોકારનાર.

નાંજર ............................જનાનાગાં રહેનાર કમકીવત પુરૂષ.

બેગમ...............................દિલ્હીના બાદશાહની ઓરત.

ગુણસુંદરી .......................ઝવેરચંદની ઓરત.

ગુલાબ ............................દાસી.

ફોજદાર ..........................પોલીસ અગલદાર.

કેસર ...............................ગાલણ.

ચંપા ...............................ગુણસુંદરીની દાસી.

બુલબુલખાંન ....................વજીર.

મોતીચંદ..........................ઝવેરચંદનો બાપ.

બેરિસ્ટર..........................પબ્લીક પ્રોસીકયુટર.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—બાદશાહનો ખાનગી મહેલ.

પાત્ર—બાદશાહ, અને પછી બુલબુલખાં.

**બુલબુલખાં**—ખુદાવિંદ, જહાંપનાંહ આપકે બીજગતમેં અદબ બજાતા હું.

**બાદશાહ**—બુલબુલખાં રાત્રે એ વખત કયસા આના હુવા.

**બુલબુલખાં**—ખુદાવિંદ ખુદાયગાન જરૂરીયત કે લીયે યહ: બખ્ત આયા હું હજુર.

**નાસરૂદ્દીન**—બુલબુલખાં, એતની જરૂરીયત કયા, વો બિન વિલં-બસે કહ દે.

**બુલબુલખાં**—જીનાબ આપ પિછાનતે હો કે, યહ અપને શેહેરમેં મોતીચંદશાહ કરકે બડા ધનાઢય ઔર જીને આપકા રાજ કરજકી બખતો બખત અદા કી, ઔર જે આપકા રાજકા અવલ ખેરખાંહ હે ઉસ્કીપર બડી આફત આઈ.

**બાદશાહ**—અરે બુલબુલખાં યહ નમશેઠકે પર કૌનસી આફત આઇ વો મેરેકું જલદીસે કહદે.

**બુલબુલખાં**—જીનાબ મેં કહતા હું.

ગજલ.

જીનાબ દરિઆખાંનને, બોત જુલમ કીયા. ટેક
શેઠ સુતકી લુગાઈ કું, પકડ કે દુઃખ દીયા;
દોસ્ત મેરા ઝવેરચંદ, જાવે જબ ગયા. જીનાο
ગુણસુંદરી બીબા પેં, લગની પૌલીયા;

રસ્તેં સેં પકડકે નિજ, ઘરૂં મેં લે લીયા. જીના०
સિયળ ભંગ કરનેકું તકલીફ બોત દીયા;
વો ખબર મેને પાઈ, જલદીસેં ગયા. જીના०
દુષ્ટતા વો મેને દેખી, આંખોં સે જીયા;
આપકું પુછા બિનું, મેને કેદ કીયા. જીના०

સરકાર ઝવેરચંદ મેરા દોસ્ત, ઊન્કી ઔરત ગુણસુંદરી જબ બિકટ સંકટ મેં આઇ, તબ ઉને મેરી પાસ પોતાકી બીશ્વાસુ દાસીકી સંગ ખત લીખ કર કે મેરી પાસ ભેજી, મેને વો કાગજ પડા, જબ મેને દરિયાખાંકી પર હુમલા કીયા ખુદાવિંદ લેઓ યે કાગજ (એમ કહી પત્ર આપે છે) આપ દેખો કે જલદીસેં આપકું રેહેગ આ જાયગી.

**નાસરૂદીન**—( કાગળ હાથમાં લઈને ) જૂલમ, જૂલમ, યહ કામ દરિયાખાંને કીયા, બુલબુલખાં તેરેકું શાહાબાશ હે, ક્યું કે યહ તેને બહોત અચ્છા કામ કીયા. યહ તેરા કામ દેખકે મેં બોહોત ખુશ હુવા હું. કુચ્છભી ફિકર નહીં કરના.

**બુલબુલખાં**—ખુદાવિંદ આલી ફિકર કાયકી. ખુદા આપકું સલામત રખે.

**બાદશાહ**—બુલબુલખાં મેને દરીઆખાંકુ જબસેં રાજકા હાકેમ બનાયા, તબસેં મસ્ત હોકર રઇયત કે પર ઐસા જુલમ ગુજારના શીરૂ કિયા હે. અફ્સોસ હજાર અફ્સોસ!!

**બુલબુલખાં**—બંદેનિવાજ તમામ શહેરકી એહાલી દરિયાખાં કરતા હે, લેકીન એહી વખ્ત ઊન્કા પાપકા ઘડા પુરન હો ગયા જીસકે લીએ, મેરા દોસ્ત ઝવેરચંદકી ઔરત પર ઐસા જુલમ ગુજારા!

**બાદશાહ**—બુલબુલખાં-વો હરામીકા ઐસા જુલમ ગગર મેરી સામને રૈયતકા બુમાટ કભી આયા નહિં વો ક્યા!

**બુલબુલખાં**—જીનાબ આપકી હજુરમે કાઇકું દરિઆખાં આને નાંહી દેતા, ઔર આપકી પાસ ફરિયાદ કરનેકું કોઈ લોક આતાહે યહ ખબર દરિયાખાંકુ મિલે જબ ઊન્કું ગાર માર કે બેહાલ કરતા હે, ઊસ્કેલીએ સબ લોક લુગાઇ ચુપ ચુપ હોકે બેઠ રહતે હે, મગર યહ: અનાચાર મુજસેં દેખા નાંહી ગયા જબ મૈંને ના ઇલાજ હોકર પકડકે કેદ કીયા હે સરકાર અબ જૈસા ફરમાન.

**બાદશાહ**—બુલબુલખાં વો હરામીકું ફજરમેં મેરી પાસ લાના. ક્યું કે ઊસ્કું મે સખ્ત સજા કરને વાલા હું.

**બુલબુલખાં**—સરકાર અબ મેં રૂક્ષદ ચાહતા હું.

**બાદશાહ**—બોત અચ્છા ફજરમેં જલદીસેં આના.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ.—બાદશાહની કચેરી.

**પાત્ર—બાદશાહ, કાજી, વજીર બુલબુલખાં, પાછળથી દરિઆખાં, સિપાઇઓ, ચોપદાર વિગેરે.**

**ચોપદાર**—( છડી બોલ્યા બાદ સૌની સલામો લેવરાવે છે )

૧ છડી—આસ્તે કદમ મુલાકાતસેં કદમ, આજુસેં બાજુસેં નિઘા રખીએ મેહેરબાન.

( બાદશાહ પ્રવેશ કરી તખ્તપર બિરાજ્યા બાદ )

ખુદાવિંદ, ખુદાઓગાન, ફેજબક્ષ, ફેજરસાન, બંદેનિવાજ, બખ્તેબુલંદ, દસ્તગીર, દરગાનગાન, સખાવતે હાતમ, કર્મે ઇનાયત, જાંહાંપના, નાસરૂદીન બાદશાહ નિગાહ રખીઓ મેહેરબાન.

૨ રોશનાઇ શ્યામ, હોગઈ તમામ, અગર મુગબતી, જલતી મુદામ. મંત્રી મુસદી ખાસે દિવાન, હુકમ મુલકમે તમેરા તમામ,

રોજનિશાને દોલત મુદામ, બાદતબર કુંહોકે મહમદ આલે સ-લામ ઈલાહી ખેર, ઊમર દોલત જાદા, બોલ બાલા, ચડતી દોલત જહાંપના નાસરૂદિન બાદશાહ નિગાહ રખીએ મેહેરબાન.

ચંદની રાતકા ચંદનીકસા હે સારા, અંધેરી ગુફલતમેં ખડા હે ગમાલચી પ્યારા, હુવે હે સાહેબુકે ડેરે બારો કા સમે ફેરે, રેશ-મકી તનાત, મખમલકે ડેરે, સોનેકી કુલી, રૂપેકા પોત, જ્યોતકી પ્રકાશ, લછમીકા બાશ, ચડતી દોહોલત જાંહપના નાસરૂદીન બાદ શાહ નિઘાહ રખીઓ મેહેરબાન.

કાજી સાહેબકી સલામપેં નિઘાહ રખીઓ મેહેરબાન.

વજીર બુલબુલખાંકી સલામપેં નિઘાહ રખીઓ મેહેરબાન.

(એમ અનુક્રમે એક પછી એકની સલામુ લેવાય છે) (બધા બેસે છે.)

**બાદશાહ**—સૈન્યાધીપતિ અબ તક ફોજદાર ક્યું નાંહી આયે ઊ-ન્કું જલદી બોલવાઓ ક્યું કે તોહમદારોકા કેશ ચલાનેકા હે.

**સૈન્યાધી**—બહોત અચ્છા ખુદાવિંદ બોલાનેકું મેં સિપાઇ ભેજતા હું (તેમ કહીને સિપાઇને) વો મશરૂદીન તુમ ફોજદારકું બોલા લાવ.

**મસરૂદીન**—બહોત અચ્છા (જાય છે)

**બાદશાહ**—સૈન્યાધીપતિ દરિયાખાંને બોહોત જુલમ કીયા ઊસ્કે લીયે બુલબુલખાંને દરિઆખાંકું કેદ કરકે, ફોજદારકી પાસ ભેજા હે વો ઊન્હે બોહોત અચ્છા કીયા હે.

**સૈન્યાધીપતિ**—ગરીબપરવર ઊન્કા જુલમકી કયા બાત, હરદફે સબ રૈયતકું ત્રાહી ત્રાહી કરદીયા હે; પરંતુ આપકી સામને ઐસી નાદાનીકી બાત કરનેકું બોહોત શરમકે લીયે મનમેં સમજતેથે.

**બાદશાહ**--સૈન્યાધીપતિ ખરેખર તુહારી સબકી ગફલત હૈ, કર્યું કે ઐસા ખરાબ કાગકી બાત કરની ચૈયે [તેવામાં ફોજદાર પ્રવેશ કરી સલામ કરી બેસે છે તેને જોઇ] ફોજદાર બુલબુલખાંને પકડા વો કેદી કહાં હે.

**ફોજદાર**--જનાબ બહાર હાજર હૈ.

**બાદશાહ**—અચ્છા ઉસકું જલદી બોલવાય કે, મુકરદમેકી શરૂઆત કરો.

**ફોજદાર**—બહોત અચ્છા, જૈસી હજુરકી મરજી (અરે સંત્રી બાહાર ઠાડે હે વો કેદીકું સંભાળકે ઇધર લાઓ. સંત્રીના પેરા સાથ દરીયાખાં પ્રવેશ કરી નીચી નજરથી ઉભો રહે છે.)

**બાદશાહ**—[ગુસ્સે થઇને] અરે નાલાયક હરામી હરામ કરને વાલા ઐસા નાલાયક કામ કરનેકે વાસ્તે મૈંને તેરેકુ રાજ સત્તા દી હૈ કે કયું? વો કગઝાત કયું સ્તબ્ધ હો ગયા.

**દરિયાખાં**—(નીચી નજરથી) જીનાબ મેં તકસીરવાન બિલકુલ નાંહીં હું, વો બુલબુલખાંકા જુલમ દેખકે ઉનકું પકડનેકું ગયા, દરમ્યાન મેરેકું બુલબુલખાંને પકડા. ચોરને કોટવાલ પકડાહે જીનાબ (તેવામાં નાજર આવે છે).

**નાજર**—ખુદા આપકું સલામત રખે જીનાબ બેગમ સાહેબકું ગરજ હુવા હૈ ઉસકે લીયે હજુરકા નામ યાદ કરતે હૈ.

**બાદશાહ**--કાજી સાહેબ મેં અભીકા અભી જાકે આતા હું તુમ શરેહકી કલમ દેખ રખો. [બાદશાહ જાય છે પડદો પડે ને આવતાં સુધી કાજી કેસ મુલતવી રાખે છે.]

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—બેગમનું જનાનખાનું.

### પાત્ર—બેગમ, બાદશાહ.

**બાદશાહ**—અરે પ્યારી! બેગમ ઐસા નાઇલાજ એકદમ ગરજ તેરેપર કહાંસે આયા.

**બેગમ**—હુજુર આલી માફ કરનાં, મેરેકું કુચ્છ ગરજ નાંહી હુવા હૈ, લેકીન બંદે નીવાજકી હજુર અરજ કરનેકે વાસ્તે ધધ' આનેકી તકલીફ દી વો દરગુજર કરના ચાહીયે.

**બાદશાહ**—ઊસમે તકલીફ કાયકી કયા કહનેકી ગરજી હૈ જો કહના હૈ વો કહે દો.

**બેગમ**— લાવણી.

> મુજ ભ્રાતને કીધો કેદ, વાત આ કેવી;
> હશે શત્રુ તણા વિચાર, લાજને લેવી;
> દિલ્હી તખ્તપતિ વિચાર, મનમાં કીજે;
> મુજ બાંધવને આ વાર, ઊગારી લીજે;
> મળી શત્રુતણો સમુદાય, આરોપને મુકયો;
> કદી કરે ન ખુરૂં કામ, ધર્મ નથી ચૂકયો.

જહાંપનાં મેરા ભાઈ સબકું અચ્છા કાંહાંસે લગે કયું કે રાજમેં કોઊકું દુઃખભી મનાયા હોયગા વો વેર લેનેકું અબ તૈયાર હો જાવે મગર એકાકી બાતમેં કોઉ દીન ખયાલ કરનાં નહીં ઔર બાત કરનારકું નશીયત દેના ચૈયે.

**બાદશાહ**—(વિચાર કરીને) તુમને કીયા વો સચ હે લેકીન ઊનું ન્કાભી તલાસ બરાબર કરૂંગા.

**બેગમ**—દસ્તગીર, દરમાનગાન, અબ તપાસ કરનેકી કુચ્છ જરૂર

નાંહીં હે બાત છોડ કે યહ સબકું છોડ દો.

બાદશાહ—નાંહીં નાંહીં એસા ક્યું હોવે તિલાસ કરકે પિછું બાતકે

( એમ કહી જાય છે )

## પ્રવેશ ૪ થો.

સ્થળ.—કચેરી

પાત્ર—કાજી, વજીર બુલબુલખાં. સૈન્યાધીપતિ, ફોજદાર, બેરીષ્ટર, દરિયાખાં, સિપાઇઓ તેવામાં વિદુષક, અને પછી ચોપદાર સિપાઇઓ.

જીબાનીમાં.

ગુણસુંદરી, ગુલાબ, કેશર માલન, ચંપા દાસી, મોતીચંદ.

બાદશાહ—( આવે છે એટલે સર્વ સલામ કરી બેસે છે ) કાજી સાહેબ, વો ગુણસુંદરી ઉપર જુલમ ગુજરા વો કામકા તલાસ આબ કરના ચૈયે.

કાજી—ખુદાવિંદ જૈસી આપકી મરજી, આપકા ફરમાનસેં સબ લોકકૂં બુલવાય તપાસ ચલાતા હું; ( પટાવાળાને ) પટાવાલા ગુણસુંદરીકું બોલાઓ.

સિપાઇ—બોહોત અચ્છા બુલવાતા હું. ( જાય છે ને ગુણસુંદરી આવે છે )

કાજી—બોલ જો કહુંગી સો સચા કહુંગી. ખુદાકું યાદ કરકે સબ સચા કહુંગી.

ગુણસુંદરી—જે કહીશ તે ખરૂં કહીશ. પરમેશ્વરને યાદ કરી ખરૂં કહીશ.

કાજી—(ગુણસુંદરીનુ નામ, જાત, ધર્મ ઊપર લખી લીધા પછી)

ગુણસુંદરી તેરાપર જે જુલમ ગુજરા, ઉસકી હકીકત તુમ સબ લીખવાઓ.

ગુણસુંદરી— ગુણસુંદરીની જૂબાની.

મારા પ્રાણપતિ વેપારને વાસ્તે વિદેશ ગયા, અને હું મારા એકાંત ધામમાં રહી શાસ્ત્રોક્ત વિધિવત પતિવૃત ધર્મે પાળતી હતી, આજથી વીશ રોજ ઉપર એક વખત દિવસના નવ વાગ્યાની વખતે મારા મકાનમાં કેશર માલન આવી અને મને દરિયાખાંની સાથે દોસ્તી જોડવા કેહેવા લાગી. આ વાત સાંભળી મને ગુસ્સો આવવાથી મેં તેને મારા મકાનમાંથી કાઢી મૂકી અને ફરીથી ચાર પાંચ દિવસપછી એક રોજ મારી દાસી ચંપાને સાથે લઇ બીજી વાર આવી, ત્યારે મેં તેને કાંઈ પણ આવકાર દીધો નહિ, તેથી થોડીવાર ઉભી રહી પાછી ચાલી ગઇ. ત્યાર બાદ મારાં સાસુ તથા સસરોજી આવ્યા અને તપાસ કરવા માંડયો તો ખુરશી ઉપરથી વિંટી, રૂમાલ, છબી, મારી સેવામાંથી કાઢયાં અને જુવે તો તે દરિયાખાંનાં હતાં જેથી મને ફિટકાર દઈ મારો સસરોજી તથા સાસુજી ચાલ્યાં ગયાં. થોડીક વાર પછી સિપાઇ સમશેરખાં આવ્યો અને કહ્યું કે શેઠજીનો હુકમ છે, માટે ચાલો તમને તમારે પિયર મુકવા આવું, ગાડી બહાર ઊભી છે. જે ઉપરથી લાઇલાજ થઇ સિપાઇ સમશેરખાંની સંગ હું ગાડીમાં બેસી દાસી ગુલાબને સંગે રાખી મારે પિયર જવા નીકળી, દરમ્યાન ગીચ જંગલમાં દરિઆખાં કેટલાએક સિપાઇઓને સંગમાં લઇ આવ્યો અને મને પકડવા ધશી આવતો જોઇ, મારી સંગનો સિપાઇ સમશેરખાં તથા ગાડીવાને અટકાવ્યો તો તે બંનેને દરિઆખાંએ સમશેરથી કતલ કરી મને પોતાને ઘેર લઇ ગયો અને કેદ રાખી. કાંઈ પણ

છુટવાનો ઉપાય સુજ્યો નહીં તેથી છેવટે મારા પતિના દિલોજાન મિત્ર બુલબુલખાં ઉપર લીંબુના રસથી કાગળ લખી, ગુપ્ત રીતે મારી દાસીને મોકલી. બુલબુલખાંએ દાસીને ધિરજ આપી કહેલ કે તમે ભુવનેશ્વરીનું પૂજન કરવા જાઓ અને હું પણ ત્યાં આવું છું, જે ઉપરથી હું માતાજીના મંદીર પુજન કરવા ગઈ અને દરિઆખાં મારી સંગ આવેલ તેવામાં બુલબુલખાં ત્યાં આવી દરિઆખાંને પકડી ફોજદાર પાસે મોકલ્યો અને મને પોતાની બેન કરી બુલબુલખાં ઘેર લઇ ગયા એટલી હકીકત મારી છે સરકાર.

**કાજી સાહેબ**—અબે પટાવાળા ગુલાબ દાસીકું બોલઓ.

**સિપાઇ**—બહોત અચ્છા સાહેબ (એમ કહી ગુલાબને બોલાવે છે ને ગુલાબ આવે છે) સાહેબ ગુલાબ હાજર હે.

**કાજી**—બોલો જે કહુંગી સો સચા કહુંગી. ખુદાકું યાદ કરકે સબ સચા કહુંગી.

**ગુલાબ**—(ઉપર મુજબ સોગન ખાય છે.)

**કાજી**—ગુલાબ, ગુણસુંદરી કે પર જો જુલમ ગુજરા વો હેવાલ સબ કહદે.

**ગુલાબ**— **ગુલાબની જુબાની.**

સાહેબ ગુણસુંદરી શેઠાણી પતિવ્રત ધર્મ પાળતી હતી, તે વખત દરિયાખાંની સંતલસથી એક દિવસ શેઠાણી પાસ કેશર માલણ આવી અને ફિટાવવા લાગી તેથી તેને કાઢી મૂકી. વળી પાછી ફુલ લઇ ચંપાદાસીને સાથ લાવી હતી અને પુષ્પ દેવાને ઘણો આગ્રહ કર્યો; તોપણ મારી બાઇ સાહેબે પુષ્પ નહિં લેતાં એક મોહોર આપી તેને કાઢી મૂકી. આ થોડીકવાર પછી મારી બાઇ સાહેબનાં સાસુ, તથા સસરો આવ્યાં અને

સેવાગાંથી દરિઆખાંની છબી, વિંટી અને રૂમાલ કાઢયાં, જે ઉપરથી મારી બાઇ સાહેબને ધિક્કારી પિયર જવાનું કહી ચાલ્યા ગયા કે તુરત સિપાઇ સમશેરખાં આવ્યો અને કહ્યું કે ચાલો, શેઠે તમને આગ્રે લઇ જવાનું કહ્યું છે ગાડી બાહાર છે, જેથી અમે લાઇલાજ થઈ તૈયાર થઇ ગાડીમાં બેશી ચાલ્યા જતાં હતાં, દરમ્યાન ભયંકર જંગલમાં ઘણાક સિપાઇઓને સંગમાં લઈ દરિઆખાં આવ્યો અને મારી બાઇ સાહેબને પકડવા માંડી ત્યાં સિપાઇ સમશેરખાં તથા ગાડીવાને અટકાયત કર્યો તેથી તેને તરવારથી મારી નાંખી મારી બાઇ સાહેબને પકડી પોતાને ઘેર લઇ ગયો અને પંદર દિવસ સુધી કેદમાં રાખી અને શેઠાણીનું શિયળભંગ કરવા તજવીજ કરતો હતો, પણ અમોએ પંદર દિવસનું વ્રત છે એમ કહી ખામોશ આપી છૂટવાનો ઈલાજ શોધતાં હતાં, દરમ્યાન મારી બાઈ સાહેબને યાદ આવ્યું કે, એમના પતિના મિત્ર બુલબુલખાં સાહેબ મદદ કરશે અને શેઠ પણ ભલામણ કરી ગયા હતા કે, કાંઇ કામ પ્રસંગ આવે ત્યારે તેમને ચેતવવા, તે ઉપરથી મારી બાઇ સાહેબે લીંબુના રસથી કાગળ લખી મને તેમને ત્યાં આપવા મોકલી, જે ઉપરથી હું ગઈ અને બુલબુલખાંનો મત લઇ મારી બાઈ સાહેબને બુલબુલખાંના કહેવાથી ધિરજ આપી માતાજીનું પૂજન કરવા લઈ ચાલી, તો દરિઆખાં પણ ભેગો ચાલ્યો. મંદીર ગયાં ત્યાં વાંસેથી બુલબુલખાં આવ્યા, ને દરિઆખાંને પકડી કેદ કરી ફોજદાર પાસ મોકલ્યો અને મારી બાઇ સાહેબને છોડાવી લીધી એટલી વાત જાણું છું હજુર.

**બેરિષ્ટર**—ગુલાબ વિંટી, છબી, રૂમાલ તારી બાઈસાહેબની પુ-

જાગાંથી નિકળ્યાં તે ક્યાંથી આવ્યાં અને કોણે લાવી મૂક્યાં હશે, તે વિશે તું કાંઈ જાણે છે?

ગુલાબ—દરિયાખાંની પ્રશંસા કરતી કેશર ગમલણુ આવી હતી અને પછીથી ચંપાને લઈ આવી, ત્યારે આ કૃત્ય બન્યું છે. એટલું હું જાણું છું.

બાદશાહ—કાજીસાહેબ યહ દોનું ઓરતોકી જુબાનીસેં યહ કામમેં કેશર ગાલણુ ઓર ચંપા યે દોનુકી બડી કસુર હૈ ઔર યે દોનુકી મદદસેં યે જુલમ હુવાહૈ વાસ્તે યહ કામમાં ઉસ્કું મદદગાર દાખલ કરની ચૈયે.

ફોજદાર—જીનાબકી રૂબરૂ યહ વખ્ત અરજ કરનેકી હૈ કે ઇસ વખ્ત ખૂનકા કેસ ચલતા હૈ, વો કેસમેં જો પૂરાવા આયા હૈ ઉસ્મે જાસ્તી હોનેકા જરૂર હૈ કાયદેમેં લીખતા હૈ કે જો બડા ગુનાકી ખાત્રી કે વાસ્તે ઔર મુખ્ય ગુન્હેગારકે પર સાબિત કરનેકે વાસ્તે દુસરેકું માફી દેના ચૈયે, વો કેસમેં કેશર ગાલન, ઔર ચંપા દાસીકી તજવીજસેં યે સબ હુવાહૈ ઔર જો મુદ્દા માલ રજુ હુવા હૈ સો ઉન્હે રખ દીયાથા વો સબ બાતસેં યહ કેસમેં અચ્છા પૂરાવા હોયગા.

બાદશાહ—ક્યું કાજીસાહેબ, આપકા ક્યા વીચાર હૈ ઔર શરેહમેં ક્યા લીખતા હૈ.

કાજી—બંદેનિવાજ ફોજદાર જો હકીકત જાહેર કરતા હૈ વો સચ હૈ. શરેહમેં બી ઐસા આધાર હૈ કે, ખાસ ગુન્હેગાર ઉપર સાબિત કરનેકે વાસ્તે જો માફી દેના સો ઇનમાફદારકું બ્યાજ બી લગે તબ દેના.

બાદશાહ—અચ્છા જબતો યહ દોનુંકું માફીકા પરવાના દેના ઔર ઉસ્કી જુબાની કસમપર લેના ક્યું કે જો, વે જુઠ

બોલે એસા માલૂમ હોવે ઉસી બખત જૂઠ કસમ ખાનેકા ગુન્હેગારમેં દાખલ કરના.

કાજી—બંદેનીવાજ ખુદાવિંદ ઉસકું માફીકા પરવાના દેઊંગા.

ફોજદાર—કાજીસાહેબ મદઃ દોનુકું અભી રજુ કરતા હું ( એમ કહી કેશર ને ચંપા બેયને રજુ કરે છે. )

કાજી—કયું કેશર ઔર ચંપા તુમ દોનું સચ બોલના.

કેશર, ચંપા—ગુણસુંદરી ઉપર જે જુલમ ગુજર્યો છે, તે સાચે સાચું કહેવા તૈયારછીએ, પણ આગમ આ વખત માફી મળવી જોઇએ.

કાજી—અચ્છા સચી બાત કહનેકી સરતસેં બાદશાહ સાહેબ તુમકું માફી બખસતેહે, લેકીન તુમકું હમ આગાઉસે કહતાહે કે તુમ જૂઠ મત બોલીઓ, ઔર જો જૂઠ બોલેગી તબ તુમારેપર જુઠા કસમ ખાનેકા ગુન્હા રખકે કામ ચલેગા.

કેશર તથા ચંપા—બહુ સારૂં ( એમ કહી માફી લઇ બંને જાય છે. )

કાજી—બંદેનીવાજ દોનુંકું માફી દી અબ કયા હુકમ હૈ.

બાદશાહ—કેશર ઔર ચંપાકું બોલવાયકે કસમ પર જુબાની લેનાં ચૈયે.

કાજી—બહુત અચ્છા સાહેબ ( કેશરને બોલાવે છે. )

બોલ જો કહુંગી સો સચા કહુંગી ખુદાકું યાદ કરકે સબ સચા કહુંગી.

કેશર—( ઊપર મુજબ સોગન ખાય છે। ને નામ, જાત ઉમર લખાવે છે. )

કાજી—ઝવેરચંદ શેઠકી ઔરત ગુણસુંદરીકી લાજ લેનેકે વાસ્તે દરિયાખાંને કયા। કીયા ઔર ઉસ બાતમેં તુમ જાનતે હો સો સચ લીખવાઓ.

કેશર— કેશરની જુબાની.

રજુ છે તે દરિયાખાંએ મને બોલાવી કહ્યું કે, ઝવેરચંદની ઓરત ખુબસુરત છે અને તેમને ખુટવી મારી સાથે બદચાલ ચલાવવા લાવી આપ. આ ઉપરથી મેં કહ્યું કે, આ કામ ઘણું કઠણ છે; તોપણ દરિઆખાંએ મને લાલચ આપવાથી જવા કબુલ કર્યું તેથી ફુલ લઈ હું તેના મકાન ઉપર ગઇ, અને દરિઆખાંનનાં વખાણ કર્યાં, કે તુરત મારા ઉપર ક્રોધ કર્યો અને ફુલ નહિ લેતાં મને લાત મારી એકદમ કાઢી મુકી. આ હકીકત મેં દરિઆખાંને કહી તેથી તેણે મને ફરી જવા કહ્યું, અને કાંઈ હીકમત લડાવવી એમ કહ્યાથી મેં કહ્યું કે, કાંઈ પૈસાની લાલચ તેની દાસી ચંપાને આપીએ તો આપનું કામ થાય, અને પછી જો તે ન માને તો તેના મકાન ઉપર કાંઇ ચીજ મુકી આવી ને દાસી મારફતે તેના સાસુ સાસરાને કહી તે ઉપર આળ ચડાવી પિયર કાઢે, એટલે પછી તમે તમારી હીંમત અજમાવજો દરિઆખાં કહે કાંઇ ફિકર નહિ તારી મરજી મુજબ તું ચંપાને લાલચ આપ અને ગુણસુંદરીને પિયર મોકલશે, તો પછી હું રસ્તામાંથી પકડી લાવીશ. આ કહ્યાથી મેં દરિઆખાં પાસેથી તેની વિંટી, રૂમાલ, છબી લીધાં ને આ હકીકત ચંપાને કહી બે હજાર ગદીઆ આપવાની લાલચ આપી અને સર્વ હકીકતથી ચંપાને વાકેફ કરી, તેણે હા પાડયાથી ફુલની છાબડીમાં તે ચીજ રાખી, ફરી ગુણસુંદરી પાસે ગઈ અને ફુલ આપવા આવીછું એમ કહ્યું, પણ તે તો ગુસ્સામાં રહી મારા તરફ ગુસ્સો કરી તે દાસીને એક મેહોર મને આપવાનું કહી તે અંદરના મેહેલમાં ગઇ ને ગુલાબ મોહોર લેવા ગઇ, તેવામાં મને ને ચંપાને ખાનગી

